श्री बुद्धिसागरसूरिजी ग्रंथमाला ग्रंथांक ४

# समाधिशतकम्

[ एक विवेचना ]

तथा

# आत्मशक्तिप्रकाश



વિવેચનકાર તથા રચયિતા
યોગનિષ્ઠ, શાસ્ત્રવિશારદ, જૈનાચાર્ય
શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી મહારાજ

## નિવેદન

શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ તરફથી પ્રગટ થતી શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ ગ્રંથમાળામાં પ્રકટ થઈ ચુકેલ ૪ થા મણકાવાળો ગ્રંથ 'શ્રીસમાધિશતક' અને 'આત્મશક્તિપ્રકાશ' પુનઃપ્રકાશિત કરી જનતા સમક્ષ ધરતાં આનંદ થાય છે. સમાધિશતક અને આત્મશક્તિ પ્રકાશ એ ગ્રંથના નામોજ ગ્રંથમાં અન્તર્ગત રહેલ ઉચ્ચયોગ, આધ્યાત્મ તત્ત્વજ્ઞાન, સદ્બોધ અને આત્માની અનંત શક્તિઓ જેવા મહાન ગહન વિષયો સૂચિત કરે છે સં-૧૯૬૨ની અક્ષય તૃતિયાએ આ ગ્રંથ પ્રથમ વાર ગુરૂશ્રીએ પૂર્ણ કરેલો અને સને ૧૯૦૮માં મંડળે તે પ્રગટ કરેલો. ગુરૂ દેવના શિષ્યરત્ન શાંતમૂર્તિ ક્રિયાપાત્ર શ્રીમદ્ જયસાગરજી મહારાજના સદુપદેશથી તેઓશ્રીના સંસારી પણાના ભાઈ શ્રી પુલચંદભાઈ પ્રાગજીભાઈ તથા તેમના સુપુત્રો સુરજીભાઈ તથા તુલસીદાસ માણસેળવાળા એમની આર્થિક સ્હાયથી આ ગ્રંથ છપાય છે તે માટે મંડળ તેમનો આભાર માને છે અને અન્ય ગ્રહસ્થોને આવા જ્ઞાન સેવાના પુણ્ય કાર્યમાં પોતાની લક્ષ્મીનો

# માંગરોળ નિવાસી

## સ્વ૦ શ્રી ફુલચંદભાઈ પ્રાગજીભાઈની

### ટુંક જીવનરેખા

ઉત્તમ કુળમાં જન્મ, ઉત્તમ સંસ્કારોની પ્રાપ્તિ, અને ઉદાર ધનાઢયતાનો સંયોગ શાસ્ત્રમાં દુર્લભ વર્ણવ્યો છે આ સંયોગની પ્રાપ્તિ માટે પૂર્વપુણ્યની ઋદ્ધિ સિદ્ધિની ખાસ આવશ્યકતા છે એવી ઋદ્ધિ સિદ્ધિવાળા ઉત્તમજીવોને જ આ ત્રણ પ્રકારના સંયોગની પ્રાપ્તિ થાય છે અને જીવનનુ એ પરમ સૌભાગ્ય લેખાય છે

જીવનનુ આવુ સૌભાગ્ય ધરાવનાર શ્રી ફૂલચંદભાઈ પ્રાગજીભાઈનુ નામ ખુશીથી મૂકી શકાય તેમ છે જીવનભર ધર્મપ્રેમ તરફ જાગરૂકતા, દાનધર્મ તરફ અત્યત આકર્ષણ અને પરને પણ પોતાના કરી લેવાની સાહજિક વૃત્તિ એ એમના જીવનના ઉત્તમ ગુણો હતા

વેપાર વીરતા અને દાન શૂરતા માટે પંકાતુ માગરોળ એમનુ વતન અહીં શ્રાવક ગુણ સંપન્ન દશાશ્રીમાળી વણિક શ્રી પ્રાગજીભાઈ માણેકચદ સવાઈ નામના સદ્‌ગૃહસ્થને ઘેર, તેમનાં

વડીલબંધુ જગજીવનદાસનું દિલ સંસારી કાર્યોથી પર થઇ વૈરાગ્ય વાસિત બન્યું હતું તેવામાં યોગનિષ્ઠ, શાસ્ત્ર વિશારદ આચાર્યવર્ય શ્રી બુદ્ધિસાગરસૂરીશ્વરજીનો સમાગમ થયો. ધર્મલાભ મળ્યો ચાતકને તો સ્વાતિ–બિંદુનો સાગર મળ્યો. હંસને મોતીનો મહેરામણ સાપડયો સદ્દગત સૂરિ રાજના પ્રબળ વૈરાગ્યતેજથી અંજાઇ તેઓશ્રીએ સીપોર ગામે વિ સં ૧૯૭૦ ના ચૈત્ર સુદ ૪ના રોજ ભાગવતી દીક્ષા લીધી પોતાના બન્ને સુપુત્રો–શ્રી મુલજીભાઇ તથા શ્રી તુલસીદાસ ને અનુજબંધુને સોપી શ્રી જગજીવનદાસ આજના સમતા-ગુણવાન આધ્યાત્મપ્રેમી મુનિરાજ જયસાગરજી બની કુળ દીપાવ્યુ

શ્રીફૂલચંદભાઇએ પોતાના બન્ને ભત્રીજા સાથે વ્યવહાર ચલાવવા લાગ્યા કાકા—ભત્રીજાઓની ત્રિપુટીએ અનેક ધર્મ-કાર્યો કર્યાં આબૂ, કેશરિયાજી, પાલીતાણા, ગિરનાર, તારંગા ભોયણીજી વગેરે અનેક તીર્થયાત્રાઓ કરી આવ્યા પ્રસંગો-પાત મુનિરાજોના વ્યાખ્યાનો શ્રવણ કરવા સાથે સેવાનો લાભ પણ ઉઠાવતા હતા સદ્દગત શ્રી ફુલચંદભાઇ પોતાની જ્ઞાતિની ઉન્નતિમાં પણ સારો રસ ધરાવતા હતા અને તેના તેઓ છેલ્લે સુધી માનવતા સભ્ય હતા અનેકવાર નાની મોટી મદદ પણ આપ્યા કરતા હતા

દાનભાવના પર તેઓશ્રીને ખૂબ શ્રદ્ધા હતી તેઓએ અવારનવાર કરેલી મદદોનો આંકડો ચાલીસ, પચાસ હજારનો થવા જાય છે ઘરકારભાર ચલાવવો, રીતરિવાજના ખર્ચાઓ ઉઠાવતા, આવા દાન આપવા સહેલા નથી તેઓએ જીવદયા,

## નિવેદન

શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ તરફથી પ્રગટ થતી શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ ગ્રંથમાળામાં પ્રકટ થઈ ચુકેલ ૪ થા મણકાવાળો ગ્રંથ 'શ્રીસમાધિશતક' અને 'આત્મશક્તિપ્રકાશ' પુનઃપ્રકાશિત કરી જનતા સમક્ષ ધરતા આનંદ થાય છે સમાધિશતક અને આત્મશક્તિ પ્રકાશ એ ગ્રંથના નામોજ ગ્રંથમાં અન્તર્ગત રહેલ ઉચ્ચયોગ, અધ્યાત્મ તત્ત્વ જ્ઞાન, સદ્બોધ અને આત્માની અનંત શક્તિઓ જેવા મહાન ગહન વિષયો સૂચિત કરેછે સં-૧૯‥ની અક્ષય તૃતિયાએ આ ગ્રંથ પ્રથમ વાર ગુરૂશ્રીએ પૂર્ણ કરેલો અને સને ૧૯૦૮માં મંડળે તે પ્રગટ કરેલો ગુરૂ દેવના શિષ્યરત્ન શાંતમૂર્તિ ક્રિયાપાત્ર શ્રીમદ્ જયસાગરજી મહારાજના સદુપદેશથી તેઓશ્રીના સંસારી પણાના ભાઈ શ્રી પુલચંદભાઈ પ્રાગજીભાઈ તથા તેમના સુપુત્રો મુળજીભાઈ તથા તુલસીદાસ માગરોળવાળા એમની આર્થિક સ્હાયથી આ ગ્રંથ છપાય છે તે માટે મંડળ તેમનો આભાર માને છે અને અન્ય ગૃહસ્થોને આવા જ્ઞાન સેવાના પુણ્ય કાર્યમાં પોતાની લક્ષ્મીનો

# માંગરોળ નિવાસી

## સ્વ૦ શ્રી ફુલચંદભાઈ પ્રાગજીભાઈની

### ટુંક જીવનરેખા

ઉત્તમ કુળમાં જન્મ, ઉત્તમ સંસ્કારોની પ્રાપ્તિ, અને ઉદાર ધનાઢ્યતાનો સંયોગ શાસ્ત્રમાં દુર્લભ વર્ણવ્યો છે આ સંયોગની પ્રાપ્તિ માટે પૂર્વપુણ્યની ઋદ્ધિ સિદ્ધિની ખાસ આવશ્યકતા છે એવી ઋદ્ધિ સિદ્ધિવાળા ઉત્તમજીવોને જ આ ત્રણ પ્રકારના સંયોગની પ્રાપ્તિ થાય છે અને જીવનનું એ પરમ સૌભાગ્ય લેખાય છે

જીવનનું આવું સૌભાગ્ય ધરાવનાર શ્રી ફૂલચંદભાઈ પ્રાગજીભાઈનું નામ ખુશીથી મૂકી શકાય તેમ છે જીવનભર ધર્મપ્રેમ તરફ જાગરૂકતા, દાનધર્મ તરફ અત્યંત આકર્ષણ અને પરને પણ પોતાના કરી લેવાની સાહજિક વૃત્તિ એ એમના જીવનના ઉત્તમ ગુણો હતા

વેપાર વીરતા અને દાન શૂરતા માટે પંકાતું માગરોળ એમનું વતન અહીં શ્રાવક ગુણસંપન્ન દશાશ્રીમાળી વણિક શ્રી પ્રાગજીભાઈ માણેકચંદ ભવાઈ નામના સદ્‌ગૃહસ્થને ઘેર, તેમના

વડીલબધુ જગજીવનદાસનુ દિલ સસારી કાર્યોથી પર થઇ વૈરાગ્ય વાસિત બન્યુ હતુ તેવામા યોગનિષ્ઠ, શાસ્ત્ર વિશારદ આચાર્યવર્ય શ્રી બુદ્ધિસાગરસૂરીશ્વરજીનો સમાગમ થયો ધર્મલાભ મળ્યો ચાતકને તો સ્વાતિ-બિદુનો સાગર મળ્યો. હંસને મોતીનો મહેરામણુ સાપડયો સદગત સૂરિ રાજના પ્રબળ વૈરાગ્યતેજથી અજાઇ તેઓશ્રીએ સીપોર ગામે વિ સ ૧૯૭૦ ના ચૈત્ર સુદ ૪ના રોજ ભાગવતી દીક્ષા લીધી પોતાના બન્ને સુપુત્રો-શ્રી મુલજીભાઇ તથા શ્રી તુલસીદાસ ને અનુજબધુને સોપી શ્રી જગજીવનદાસ આજના સમતા-ગુણવાન આધ્યાત્મપ્રેમી મુનિરાજ જયસાગરજી બની કુળ દીપાવ્યુ

શ્રીફૂલચદભાઇએ પોતાના બન્ને ભત્રીજા સાથે વ્યવહાર ચલાવવા લાગ્યા. કાકા—ભત્રીજાઓની ત્રિપુટીએ અનેક ધર્મ-કાર્યો કર્યા આબૂ, કેશરિયાજી, પાલીતાણા, ગિરનાર, તારગા ભોયણીજી વગેરે અનેક તીર્થયાત્રાઓ કરી આવ્યા પ્રસગો-પાત મુનિરાજોના વ્યાખ્યાનો શ્રવણ કરવા સાથે સેવાનો લાભ પણ ઉઠાવતા હતા સદ્ગત શ્રી ફુલચદભાઇ પોતાની જ્ઞાતિની ઉન્નતિમા પણ સારો રસ ધરાવતા હતા અને તેના તેઓ છેલ્લે સુધી માનવતા સભ્ય હતા અનેકવાર નાની મોટી મદદ પણ આપ્યા કરતા હતા

દાનભાવના પર તેઓશ્રીને ખુબ શ્રદ્ધા હતી તેઓએ અવારનવાર કરેલી મદદોનો આકડો ચાલીસ, પચાસ હજારનો થવા જાય છે ઘરકારભાર ચલાવવો, રીતરિવાજના ખર્ચાઓ ઉઠાવતા, આવા દાન આપવા સહેલા નથી તેઓએ જીવદયા,

न्यायविशारद न्यायाचार्य महामहोपाध्याय

# શ્રીમદ્ યશોવિજયજી

( રાગ–મગડી સાખીને મળતો )

યશોવિજયજી ! જ્ઞાન દિવાકર દિવ્ય પ્રકાશ પ્રસાર્યો,
સત્તરમા સૈકામા પ્રગટ્યા ભવિજન સમૂહ તાર્યો,
શ્રેય તણા શુભ પથે રે,
કરીયા જન હિતના કાર્યો ૧

કાશીના વિદ્વદ્ મંડળથી પામ્યા બિરૂદ સારૂ,
ન્યાય વિશારદ ન્યાયાચાર્યનુ, ચિતને હરનારૂ,
જેની પ્યારી મૂર્તિ ને,
નિરખી મમ નેત્રો ઠારૂ ૨

જિનશાસનના રક્ષક સાધુ, ધર્મ પ્રચાર વધાર્યો,
વાચક પદ ગુરુજીએ દીધુ, ચારિત્ર ગુણ જ્યા ભાળ્યો,
ટાળી શિથિલતા સહુની,
ચારિત્ર ધર્મ પુરો પાળ્યો ૩

વૈયાકરણી, ન્યાય વિષયમા, પ્રાઢ જ્ઞાન જે ધારે,
તર્ક શાસ્ત્રમા શિરોમણિ પદ, પામ્યા અતિ ભારે.
જન હજી ગાય ગુણો હોંસે,
અન્તર કેરા શુભ પ્યારે ૪

વિચર્યા દેશોદેશ ગુરૂજી, વિદ્વાનો બહુ હાર્યા,
વિજય, પત્રની દિવ્ય ધ્વજાથી, વિદ્વાનોને ડાર્યા,
મૌલિક ગ્રંથ રચ્યા ન્યારા,
અષ્ટોત્તર શત રમનિતર્યા, ૫

# શાસ્ત્રવિશારદ યોગનિષ્ઠ આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી

औरन के सुखहेत सहे दुःख । ता उपकार को कैसे बिसारों ॥

રાજબાગમા અનેક પુષ્પો રોજ ખીલે છે, ને સુદર દેહ શણગારના ભાગી બને છે છતા એના રૂપગુણનો ઇતિહાસ ટૂકો છે એના જીવન-મરણ સાથે જગતને નિસ્બત નથી પણ વનપ્રદેશના કો' એકાત ખુણેથી કેવળ પોતાના રૂપ-ગુણના બળે રાજમદિરે કે દેવમદિરે પહો ચનાર ગરીબ કે તવગરના દ્વારોને એક ભાવે મઘમઘાવી મુકનાર, પુષ્પોનો ઇતિહાસ લાબો હોય છે, વિકટ હોય છે, વિમળ હોય છે

જૈન ધર્મના શ્રમણોદ્યાનના આવા લાબા, વિકટ વિમળ ઇતિહાસ ધારક શ્રમણ-પુષ્પ તે શ્રીમદ્ બુદ્ધિસાગ રસૂરિજી, શૈવધર્મી પિતા અને વૈષ્ણવધર્મી માતાને ત્યા જન્મી, મત, પથ ને વાડાઓના અતરાયોને ભેદી જૈન ધર્મની સાધુતાના દ્વારે આવી અહલેક જગાવનાર આ સમર્થ સાધુએ હરિજનોથી લઇ, ઠાકરડા-મુસલમાનથી રાજાઓ સુદ્ધાને પોતાના અનુયાયી બનાવ્યા છે

## બીજી આવૃત્તિની
### પ્રસ્તાવના

વાચકોના કરકમળમા મુકાતા આ પુસ્તકમા 'સમાધિ-શતક' અને 'આત્મશક્તિપ્રકાશ' નામના બે ગ્રંથો છે 'આત્મશક્તિપ્રકાશ' એ પરમપૂજ્ય ગુરૂવર્ય શાસ્ત્રવિશારદ યોગનિષ્ઠ આચાર્ય શ્રી બુદ્ધિસાગરસૂરીશ્વરજીનો સ્વતંત્ર ગ્રન્થ છે જ્યારે 'સમાધિશતક' એ ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહામહોપાધ્યાય શ્રીયશોવિજયજીગણિનો ગ્રંથ છે અને તેના પર પૂજ્ય આચાર્ય મહારાજે અર્થ, ભાવાર્થ અને વિવેચન યથાયોગ્ય કર્યું છે આચાર્ય મહારાજે 'ઉદ્દેશ'ના મથાળા નીચે જે પ્રાસ્તાવિક લખ્યુ છે તે પરથી વાચકો સમજી શકશે કે ઉપાધ્યાયજીના સુવાસ વધારાવાળા અને તેમના સમર્થ વ્યક્તિત્વને દર્શાવનારી–સ્વતંત્ર શૈલીથી લખાયલા આ 'સમાધિશતક'નુ મૂળ એક દિગબર સપ્રદાયનો માનનીય 'સમાધિશતક' નામનો સસ્કૃત ગ્રથ છે, જેના કર્તા અને ટીકાકાર અનુક્રમે શ્રીપ્રભેન્દુ અને શ્રીપ્રભાચદ્ર નામના દિગબર આધ્યાત્મિક વિચારકો છે આચાર્ય મહારાજે શ્રીઉપાધ્યાયજીનુ આ સમાધિશતક, કે જેને ઉપાધ્યાયજી 'સમાધિ-

એ વચનોને સકલિત કર્યા છે. ખુશી થવા જેવુ છે કે, આ સકલના કરતી વખતે આચાર્ય મહારાજે પોતાની દૃષ્ટિ-ગોચર સસ્કૃત સમાજને જ રાખ્યો નથી, પરંતુ સામાન્યમા સામાન્ય એવા વાચકો પણ લાભ કેમ ઉઠાવે એ લક્ષ્યમા રાખ્યુ છે પ્રાચીન ગુજરાતી ભાષાના બહોળા વાચનના સસ્કારને લઇ અથવા ગ્રામ્ય પરિચયના કારણે તેમના આ ઘણા વર્ષો પહેલાના પ્રાય પ્રાથમિક આલેખનમા ભાષા સબધી કઇક અલ્પ સૌદર્ય આવી ગયુ હોય તો તે પણ બનવા જોગ છે 'પણ ભાષાને શુ વળગે ભૂર' એ અખાના કથન પર લક્ષ્ય આપનારાઓને આચાર્યશ્રીના આલેખનમા અલ્પ સૌદર્ય જેવુ કાઈ લાગતુ જ નથી અને લાગશે પણ નહિ. તેમા લખાયેલી આધ્યાત્મિક વસ્તુઓ વાસ્તવિકતા, અનુભવગમ્યતા અને અર્થગાભીર્યને લઇ જરૂર ગમે તેવાના મસ્તકને આશ્ચર્યથી ધુણાવ્યા સિવાય રહેશે જ નહિ

આ આલેખનમા આચાર્યશ્રીએ વિવેચન કરતા ઘણા દૃષ્ટાતો આપી દીધા છે અને તેને મધુરતાથી સચોટ રીતે સ્પષ્ટ કરવા પોતાના તથા શ્રીમાન્ યોગીરાજ શ્રી આનદ-ઘનજી શ્રી ચિદાનદજી તથા ઉપાધ્યાયજી વિગેરેના અનેક પદો પણ ઉતાર્યા છે 'ક્વચિત પુનરૂક્તિ વહોરી લઇને પણ વિવેચનને વિસ્તૃત રૂપ આપવામા તેમણે સકોચ કે અનૌચિત્ય માન્યુ નથી એ તેમની સામાન્ય જન ઉપરની પરોપકારિતાનુ સૂચન કર્યું છે

ઉપરાત પ્રાથમિક સાધકોને અનુકૂલ એવી યોગમાર્ગની દિશા દર્શાવવા આચાર્યશ્રીએ આ પુસ્તકની સાથે

સુશ્રાવક માંગરોળ નિવાસી શેઠ મળજી જગજીવનદાસને આર્થિક સહાય કરવા ઉપદેશ કર્યો અને આજે તેના આધારે આ પુસ્તક મુદ્રિત પણ થઈ ચુકયુ છે અને તે વાચકોના કરકમળમા આજે ધરવામા આવે છે મને આશા છે તેઓ આ પુસ્તકને અતીવ સ્થિરતાથી અને એકાગ્રતાથી વાચી શાતિ અને સતોષને મેળવશે

આ પુસ્તકના સશોધનનુ કાર્ય પરમપૂજ્ય આચાર્યશ્રી ઋદ્ધિસાગરસૂરિજીએ મને સોપી ઘણોજ ઉપકૃત કર્યો છે તેથી હુ તેમનો તથા સશોધનના સમયે વખતો વખત મને સહાય આપતા મારા પરમસ્નેહી પૂજ્ય ઉપાધ્યાય શ્રીસિદ્ધિ-મુનિજી મહારાજનો અત્યત ઋણી છુ સશોધનના કાર્યમા યોગ્ય લક્ષ્ય દેવાયુ છે, છતા પણ દ્રષ્ટિદોષે કે મુદ્રણદોષે જે કાંઈ અશુદ્ધિ રહી જવા પામી છે કે પામી હોય તે વાચકો દરગુજર કરશે અને સુધારીને વાચશે એવી આશા રાખી વિરમુ છુ.

તા ક આ પુસ્તકની સાથે મુનિરાજ શ્રીજયસાગરજી કૃત 'આત્મભાવના'નો ગ્રથ પણ ઉમેરવામા આવ્યો છે, કે જે ગ્રથને વાચતા સતત આત્મભાવના જાગૃત રહે અને દુર્ધ્યાન ટળી જઇ મોક્ષના માર્ગમા શીઘ્ર પ્રયાણ થાય પ્રિય વાચકો તેમાથી પણ જરૂર લાભ ઉઠાવશે અને ગ્રથકર્તાના પ્રયાસને સફળ કરશે

| | |
|---|---|
| સ ૧૯૯૪ શ્રાવણ સુદિ પચમી<br>અમદાવાદ–આબલીપોળ<br>( ઝવેરીવાડ ) | મુનિ–હેમેન્દ્રસાગર |

# પ્રભુસ્મરણ

( હરિગીત )



ચન્દ્ર કેરી ચન્દ્રિકામા પુષ્પના પરિમલ વિષે,
સર્વ રૂડી કલ્પનામા, તુજ છબી હસતી દીસે,
મઞ્જુલા સરિતા સરે, ને રમ્ય ઉર્મિ ઉછળે,
ગર્જન કરે સાગર અતિ ત્યાયે છટા મ્હારી મળે. ૧

તારા વિના નવ અન્ય કાંઈ તુજ સ્મૃતિ હૃદયે વસે,
સર્વ ટાણે સર્વસ્થાને તુજ વિના નવ કો' કને,
જ્યા દૃષ્ટિ પડતી માહરી ત્યા તુંજ મુજ નજરે પડે,
મ્હારા વિના વિશ્રાતિનુ ના અન્ય કો' શુભ સ્થળ જડે ૨

હુ તુજ વિષે તુ મુજ વિષે નવ ભેદ ભાવ જરી ગણુ,
હું તુ બન્યા જ્યા એકસ્વરૂપી, મસ્ત સ્થિતિ શું વર્ણવું !
તુ યોગીઓને ગમ્ય છે ને ભક્ત જનને બહુ ગમે,
ગન વાણીથી ગુણ વર્ણવુ શુ ! શિર સદા ચરણે નમે ૩

મ્હારા વિના આ વિશ્વમા નવ અન્ય કાઇ કદી ચહું,
જે ચાહતો હુ પામવાને, તે જ તુ, નવ કો' બીજુ,
દર્શન તણી અતિ ચાહના, તુ સર્વ,
મારે સદા આ જીવનમા તુ સ્નેહી

## સીમંધર સ્વામી—સ્તવન

( રાગ બિહાગ )

સીમંધર ભગવાન, સુખકર અન્તરના આરામ
(૨) (ટેક )

પુણ્ય ઉદયથી, સમ્યક્દૃષ્ટિ, અન્તરમા ઉજામી,
પાપ મતિ સઘળી વિસરાઇ, પામ્યો પૂરણ ઠામ
સીમંધર—૧

મોહક વસ્તુ જરી ના ગમતી, તુજ સૌન્દર્ય અમાપ
અંતરમા રાખુ પ્રેમેથી, હો મમ ઉરના વિશ્રામ
સીમંધર—૨

જગત રીઝે કે ખીજે તેની, મારે શી જંજાળ ?
મારે તો તુજ મુખ દર્શનનું, એકજ છે બસ કામ
સીમંધર—૩

જ્ઞાન ગણુ કે ધ્યાન ગણુ હુ, તુ મુજ હૃદયાધાર,
અંતરની વાતલડી કરવા, તુ મમ પ્યારૂ ઠામ
સીમંધર—૪

દ્વીપ, નદ, પર્વત છે વચ્ચે, દૂરછતા તુ પાસ,
પાખ તું આપે મુજને ઉડવા, નિરખુ કયા તુજ ધામ
સીમંધર—૫

વિચરે જીનવર ! મહા વિદેહે, સુમન સમા ચરણોથી
મુનિહેમેન્દ્ર ચરણરજ ગ્રહવા, હવે રટતો નામ
સીમંધર—૬

# शुद्धिपत्रम

| अशुद्धि | शुद्धि | पृ-ली |
| --- | --- | --- |
| दुर्जाजतौ | दुर्जयौ | ९-१७ |
| १ | ३ | १०-१० |
| धमम्म्म— | धम्मस्म | १६-११ |
| सिद्धो— | शुद्धो | २१-१० |
| नर | नरम् | २४-१३ |
| नाकाङ्क्स्य | नारकाङ्क्स्य | २८-१७ |
| परमा मा- | परात्मा | २६-१० |
| प्रप्रचस्यापि- | प्रपञ्चस्यापि | ३०-२२ |
| भा मानो- | मात्मानो | ३१-१० |
| त्यक्तैना- | त्यक्त्वैना | ,, १८ |
| द्विद्वारै - | न्द्रियद्वारै | ३२-२३ |
| येदन | वेद न | , २४ |
| मूञ्चति | मुञ्चति | ३८-९ |
| प्रप्रदयन् | प्रपदयन् | ४६-२० |
| त्यक्त्येव | त्यक्त्वेव | ४७-११ |
| सत्य | तस्य | ५०-१६ |
| सत्य | तस्य | ५७-२१ |
| अशुद्धि | शुद्धि | पृ-ली |
| निर्मुक्त | निर्मुक्त | ६०-२ |
| दुपशान्त | रुपशान्त | ६५-१० |
| जनान् | ज्ञानम् | ७०-१२ |

## ઉદ્દેશ.

આ ચતુર્ગતિરૂપ સંસારમાં જીવો કર્મના વશથી પુનઃ પુનઃ પરિભ્રમણ કરી અનંત દુઃખ પામે છે, જ્યારે કર્મનો નાશ થાય છે, ત્યારે જીવ મુક્તિપદ પ્રાપ્ત કરે છે અનંત કાળથી લાગેલા કર્મનો નાશ કરવાને શ્રી તીર્થંકર મહારાજાએ વ્યવહાર અને નિશ્ચયનય પૂર્વક આત્મધર્મનું આચરણ પ્રતિપાદન કર્યું છે, વ્યવહારનયથી શ્રી ચતુર્વિધ સંઘનો પ્રવાહ સદાકાળ ચાલ્યા કરે છે, અને નિશ્ચયનયથી આત્મધર્મમાં પ્રવેશાય છે દરેક વસ્તુ અનેક ધર્મમય છે, માટે તેનું સ્વરૂપ સાત નયથી અનેકાંતપણે જાણી શકાય છે સાતનય-સપ્તભંગીનું યથાર્થ સ્વરૂપ જાણવાથી એકાંત કદાગ્રહરૂપ મિથ્યાત્વનો નાશ થાય છે, પ્રભુના વચન સાપેક્ષપણે વર્તે છે, સાપેક્ષ બુદ્ધિ થયા વિના તત્ત્વ સ્વરૂપ પમાતું નથી જે ભવ્યજીવે સાતનયથી તથા સપ્તભંગીથી વસ્તુરૂપ જાણ્યું છે તે 'યથાર્થ જ્ઞાની જાણવો અનેકાંતમત સદાકાળ જગતમાં વિજયવંત વર્તે છે હવે સમજવાનું કે અનેકાંતમતનું જ્ઞાન કરીને પણ સ્વસ્વભાવમાં રમણતા કરવી સ્વસ્વભાવમાં રમણતા કરવાનું મુખ્ય કારણ અધ્યાત્મજ્ઞાન છે, અધ્યાત્મજ્ઞાન વિના ખરી સમાધિ મળતી નથી; માટે અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરવા અહર્નિશ પ્રયત્ન કરવો જોઇએ અધ્યાત્મજ્ઞાનથી બહિરાત્મભાવ છૂટે છે અને આત્મા પોતાના સ્વરૂપાભિમુખ પ્રવૃત્તિ કરે છે અધ્યાત્મ-

માલુમ પડે છે તેમના સમયમા અધ્યાત્મજ્ઞાની શ્રી આનંદ-ઘનજી મહારાજ વિદ્યમાન હતા શ્રીઆનંદઘનજીની સ્તુતિરૂપ અષ્ટપદી ઉપાધ્યાયજીએ રચી છે શ્રી યશોવિજયજીના સમયમા શ્રી વિનયવિજયજી ઉપાધ્યાય તથા જ્ઞાનવિમળસૂરિ તથા શ્રી સત્યવિજયજી પન્યાસ તથા બીજા પણ વિદ્વાન મુનીશ્વરો હયાતીમા હતા સત્તરમા સૈકામા જ્ઞાનનો મહા ઉદ્યોત હતો શ્રી ઉપાધ્યાયજી મહારાજે વડોદરા પાસેના ડભોઈ ગામમા દેહોત્સર્ગ કર્યો, ત્યા ઉપાધ્યાયજીની પાદુકા હાલ પણ છે તેમના બનાવેલા ગ્રથોની યાદી કેટલીક નીચે મુજબ છે,—

## ભાષામા રચેલા ગ્રંથો.

(૧) સવાસો ગાથાનુ સ્તવન (૨) દોઢસો ગાથાનુ સ્તવન (૩) સાડા ત્રણસે ગાથાનુ સ્તવન (૪–૬) ત્રણ ચોવીશીઓ (૭) વિહરમાન તીર્થંકરની વીશી સ્તવન (૮) સમકિતના સડસઠ બોલની સજ્ઝાય (૯–૧૦) અઢાર પાપ સ્થાનકની સઝાય. (૧૧) દ્રવ્યગુણ પર્યાયનો રાસ ટબા સહ (૧૨) સમતા શતક (૧૩) સમાધિશતક (૧૪) ષડ્સ્થાનક ચોપાઈ (૧૫) દિગ્પટ ચોરાસી બોલ વિચાર (૧૬) પદ બહોતેરી (૧૭) જશ વિલાસ (૧૮) અષ્ટપદી (૧૯) આવશ્યક સ્તવન (૨૦) મૌન એકાદશી સ્તવન (૨૧) સમુદ્ર વહાણ સવાદ (૨૨) જેશલમેર લખેલ પત્ર (૨૩) અન્ય સઝાય સગ્રહ (૨૪) દશમતનું સ્તવન (૨૫) જ્ઞાન સાર ટબો (કચ્છ કોડાયમા સે છે એમ સભળાય છે) (૨૬) જબૂ સ્વામીનો રાસ (૨૭)

થતો તેઓશ્રી વા જ્ઞાની ગીતાર્થ જાણે તો પણ તે તેમના દોષકનું વિવેચન ભક્તિના વશે મારાથી કરવામાં આવ્યું છે સમાધિશતક મૂળ સસ્કૃતમા દિગબરી છે તેના શ્લોક પણ આ ગ્રન્થમા દાખલ કર્યા છે તેનો ઉદ્ધાર વધારા સુધારા સાથે ભાષામા કરનાર શ્રી ઉપાધ્યાયજીની જેટલી સ્તુતિ કરીએ તેટલી ઓછી છે સવત ૧૯૬૨ના વૈશાખ વદી ૧૧ ના રોજ શેઠ લાલભાઈ દલપતભાઈના માતુશ્રી શેઠાણી ગગા બેન વિગેરે સઘના આગ્રહથી અમદાવાદમા ગુરુમહારાજ શ્રી સુખસાગરજી સાથે આવવાનુ થયુ તેમના વડામા એક માસ કલ્પ કર્યો શેઠ લાલભાઈ દલપતભાઈ તથા તેમના માતુશ્રી શેઠાણી ગગાબેન વિગેરેના આગ્રહ અને વિનતિથી અમદાવાદમા ચોમાસુ કર્યું આ પ્રસગે શેઠ જગાભાઈ દલપતભાઈ બી એ એ અમારી પાસે તત્ત્વનુ વાચન શરૂ કર્યું સમાધિશતક તેમણે વાચ્યુ તેમના ભાવથી તથા આગ્રહથી આ સમાધિશતકનુ વિવેચન સુશ્રાવક, શેઠ દલપતભાઈ ભગુભાઇના વડામા શરૂ કર્યું ગુરુપ્રસાદથી પૂર્ણ કર્યું

બીજો આ સાથે જે આત્મશક્તિ પ્રકાશ નામનો ગ્રથ જોડવામા આવ્યો છે, તે પેથાપુરમા માસકલ્પ કરી રચવામા આવ્યો છે તેમા મોક્ષસાધક બધુઓને પોતાના આત્મામા વિશ્વાસ રાખી પ્રયત્ન કરવાની પ્રેરણા કરવામા આવી છે ત્રાટકનો પ્રાથમિક અભ્યાસક્રમ દર્શાવ્યો છે, તો તે ગ્રથથી પણ યોગ્ય સાધક ભવ્ય જીવોને કાઇક લાભ થશે અને ઉન્નતિ ક્રમે ચઢવામા કાઇક અશે પણ સહાયભૂત થશે, એવી આશા રાખવામા આવે છે

ॐ अर्हं नम

# समाधिशतकम्



येनाऽऽत्माऽबुध्यतात्मैव, परत्वेनैव चापरम्
अक्षयाऽनन्तबोधाय तस्मै सिद्धात्मने नम ॥ १ ॥

**ભાવાર્થ** —સકલ કર્મથી રહિત મુક્ત એવા સિદ્ધ ભગવાનને નમસ્કાર થાઓ જે સિદ્ધ ભગવતે આત્માને આત્મા રૂપે જાણ્યો તેમજ જેણે શરીર, મન, વાણી, આદિ પુદ્‌ગળ ભાવને પર રૂપે જાણ્યો આત્માથી અન્ય સર્વ અચેતન છે, એમ જાણી જેઓ તેનાથી વિરામ પામ્યા, એવા સિદ્ધ ભગવાન અનત અવિનશ્વર, જ્ઞાનમય, સદાકાલ વર્તે છે, તેમને નમસ્કાર થાઓ કૈવલ્ય જ્ઞાન કહેવાથી, અનત દર્શન, અનત સુખનુ ગ્રહણ થાય છે, કારણ કે તે જ્ઞાનની સાથે દર્શન, સુખનો અવિનાભાવ છે (નિત્ય સબધ છે)

અત્ર સ્થળે શકા થશે કે, ઈષ્ટ દેવ પચ પરમેષ્ઠિ રૂપ છે, છતા સિદ્ધને કેમ નમસ્કાર કર્યો તેના સમાધાનમા સમજવુ કે—વ્યાખ્યાતા અને શ્રોતાને, સિદ્ધ સ્વરૂપ પ્રાપ્તિ કરવાની ઈચ્છા છે, માટે સિદ્ધને નમસ્કાર કર્યો છે.

પણ માની શકાય, અથવા આસન્ન તેથી દૂર તથા દૂરતર ભવ્યોમાં તથા અભવ્યોમા ત્રિધા **આત્મા** કહ્યો ત્યારે શ્રી સર્વજ્ઞ જે **પરમાત્મા** છે તેનામા **અ તરાત્મા** અને **બહિરાત્મા**ના અભાવથી એ વાત ઘટી નહિ એમ શ કા કરવી તે પણ નકામી છે, કારણ કે **ભૂતપ્રજ્ઞાપનનય**ની અપેક્ષાથી તેમનામા પણ તે **આત્માનો** વિરોધ નથી, એમ ઘૃતઘટની પેઠે આ વાત સિદ્ધ થાય છે જે સર્વજ્ઞાવસ્થામા **પરમાત્મા** થયા, તે પણ પૂર્વે **અ ત-રાત્મા** અને તે **અ તરાત્મા**ની પૂર્વે **બહિરાત્મા** હતા એમ ઘૃતના ઘટની પેઠે સિદ્ધજ છે **અ તરાત્મત્વનુ બહિ-રાત્મત્વ** જે તે **ભૂતપ્રજ્ઞાપનનય**ની અપેક્ષાએ તથા **અ તરાત્મત્વનુ પરમાત્મત્વ** જે તે **ભાવિ પ્રજ્ઞાપન-નય**ની અપેક્ષાએ જોઇ લેવુ એ ત્રણ પ્રકારના આત્મામા શાથી શાનુ ઉપાદાન કરવુ અને શાનો ત્યાગ કરવો તે કહે છે **પરમાત્મા**ની પ્રાપ્તિ કરવી અને **બહિરા-ત્મા**નો ત્યાગ કરવો પરમાત્માને પામવાનો ઉપાય અ તરાત્મા છે અને બહિરાત્માને અ તરાત્માના ઉપાયથી તજવો પ્રત્યેકનુ હવે પૃથક્ લક્ષણ કહે છે

શ્રી યશોવિજયજી ઉપાધ્યાયકૃત દોધક છ દમા સમાધિશતક

આતમજ્ઞાને મગનજો સો સબ પુદ્ગલ ખેલ
ઈંદ્રજાલ કરિ લેખવે મિલે નતહેં મન મેલ ॥૪॥
જ્ઞાન વિના વ્યવહારકો કહા બનાવત નાચ
રત્ન કહૌકો ... અંત કાચ સો કાચ ॥ ૫

ખુટે તો પણ અંતે પરીક્ષકની પરીક્ષામા કાચ તે કાચજ રહેવાનો અને રત્ન તે રત્નજ જણાવાનુ

કોઇ માણસ કાચના કટકાને રત્ન બુદ્ધિથી લેઇ મનમા હર્ષાયમાન થયો અને તે કોઈ કામ પ્રસગે ધનને માટે કાચના કટકાને વેચવા ઝવેરીઓ પાસે ગયો પણ કોઇએ તેની કિમત ફુટી બદામ જેટલી પણ આપી નહી, ત્યારે તે અંતે દુખી થયો એમ જે કોઈ મનુષ્ય બાહ્ય ધર્મના વ્યવહારમા મુક્તિ માની ફક્ત ક્રિયાકાડ આદિ ઉપરના વ્યવહારમા રાચી માચી રહે છે, પણ આત્મા શુ છે, તે જાણતો નથી તે ભલે બાહ્ય વ્યવહારને મુક્તિનો માર્ગ કહે અને તેમા રાચે, પણ તેથી તેને મુકિતની પ્રાપ્તિ થતી નથી આત્મજ્ઞાન તે રત્નસમાન છે અને જ્ઞાન વિના ફક્ત એકલો ક્રિયાવ્યવહાર તે કાચ સમાન છે, માટે આત્મજ્ઞાન તે જ મુકિતનો હેતુ છે એમ સમજી તેની શ્રદ્ધા કરવી-શ્રી યશોવિજયજી ઉપાધ્યાય કહે છે કે —

જ્યાલગે આતમ દ્રવ્યનું લક્ષણ નવી જાણ્યું
તિહાલગે ગુણ ઠાણુ ભલુ કિમ આવ્યે તાણ્યુ —આતમ
કષ્ટ કરો સજમ ધરો ગાળો નિજ દેહ
જ્ઞાનદશાવિણ જીવને નહીં દુખનો છેહ—આતમ.

જ્યાસુધી આત્મદ્રવ્યનુ લક્ષણ રૂડી રીતે જાણ્યું નથી, અનેકાતપણે આત્માને રૂડી રીતે જાણ્યો નથી, ત્યાસુધી રૂડુ [illegible] ગુણસ્થાનક તાણ્યુ છતુ પણ આવતું

फर्माणि, भस्मसात् कुरुतेऽर्जुन' જ્ઞાનરૂપ અગ્નિ સર્વ કર્મને બાળી ભસ્મીભૂત કરે છે

વળી યશોવિજયજી ઉપાધ્યાય દ્રવ્યગુણ પર્યાયના રાસમા કહે છે કે—

બાહ્યક્રિયા છે બાહિરયોગ અ તરક્રિયા દ્રવ્ય અનુયોગ
બાહ્યહીન પણ જ્ઞાનવિશાલ
ભલો કહ્યો મુનિ ઉપદેશમાળ ॥ ૧ ॥

વળી પ્રવચન સારોદ્ધારમા કહ્યુ છે કે —

गाथा

जो जाणइ अरिहते, दव्वगुणपज्जवत्तेहिं
सो जाणइ अप्पाण , मोहो खलु जाहि तस्सलय ॥ १ ॥

જે ભવ્ય દ્રવ્યગુણ અને પર્યાયથી અરહિતને જાણે છે, તે પોતાના આત્માને જાણે છે, અને તેનાથી મોહનો નાશ થાય છે, માટે જ્ઞાન વિના માત્ર વ્યવહાર ચારિત્રથી મુકિતની પ્રાપ્તિ થતી નથી માટે આત્મજ્ઞાનનો ખપ કરવો—

આત્મજ્ઞાનીનુ લક્ષણ કહે છે જે સત્ય એવા ધર્મ ધ્યાન અને શુકલધ્યાનમા રાચે અને તેમા માચી રહે (મગ્નતા ધારણ કરે) અને પચેન્દ્રિયના વિષયોની યાચના કરે નહિ ફકત મોક્ષમાર્ગમા માચી રહે, અને તેમાજ લયલીનતાથી નાચી રહે, તે જ આત્મજ્ઞાની જાણવો

॥ દોધક છદ ॥

બાહિર અ'તર પરમએ આતમ પરિણુતિ તીન

લીધુ છે તે મનુષ્ય મિથ્યાત્વ, અવિરતિ, કષાય, યોગ, આધિ, વ્યાધિ, ઉપાધિથી મહારોગી જાણવો તેનો રોગ કોઇનાથી સેવાતો નથી અને તે મરીને બહિરાત્મા પ્રાણી નરક વા તિર્યંચ ગતિમા ઉત્પન્ન થાય છે અને ત્યા પણ રૌદ્ર દુખો ભોગવે છે, માટે બહિરાત્મ પ્રાણી બહુ દીન જાણવો બહિરાત્મ પ્રાણી પોતાના અજ્ઞાનથી અનેક પ્રકારના દુખ પામે છે જેમ કોઇ આધળો પુરૂષ ચાલતા ચાલતા ખાડામા પડી જાય છે, તેમ કાટાની વાડમા પડી જાય છે, વા કૂપમા પડી જાય છે—તેમ પર વસ્તુ જે શરીર તે જ આત્મા છે એમ માનનાર આધળો બહિરાત્મા રોગ, શોક, વિયોગ, વૈર, ક્લેશથી દુખનો પાત્ર બને છે, અને અતે નરકરૂપ મોટા અધકારમય કૂવામા પડી મહા દુખી બને છે બહિરાત્માપણુ મહાદુખદાયક છે અને તેના યોગે પુન પુન અનતીવાર ચોરાશી લાખ જીવ-યોનિમા આત્મા પરિભ્રમણ કરી જન્મ, જરા, મરણના મહાદુખ પામે છે, એમ શ્રી સર્વજ્ઞ ભગવાન કહે છે

बहिरात्माशरीरादौ, जातात्मभ्रान्तिरान्तर ॥
चित्तदोषात्मविभ्रान्ति परमात्माऽतिनिर्मलः ॥ ५ ॥
निर्मल केवल सिद्धो विविक्त प्रभुरव्यय
परमेष्ठी परात्मेति, परमात्मेश्वरो जिन ॥ ६ ॥

શરીરાદિકમા આત્મભ્રાતિવાળો બહિરાત્મા ચિત્ત અને રાગાદિકમા થતી આત્મભ્રાતિ જેણે દૂર કરી અતરાત્મા. નિર્મલ તે પરમાત્મા જાણવો.

ચિત્ત તેમજ રાગાદિકમાથી આત્મભ્રમ જેનો નાશ થયો છે તે અતરાત્મા જાણવો. શરીરથી ભિન્ન આત્મા અસખ્ય પ્રદેશી, અરૂપી, અનામી, અનતધર્મી, જાણી તું તેમા રમણતા કર આત્મા તે જ તું છે આ દેખાતું શરીર તું નથી અને તે તારુ નથી તુ એનાથી ભિન્ન ચેતના લક્ષણવાળો છે, આમ જેની બુદ્ધિ થઇ છે તે ભેદજ્ઞાની જાણવો. જેમ હસ દૂધ અને પાણી ભેગા મળી ગયા હોય છે તેને પોતાની ચાચથી જુદા કરે છે, તેમ દૂધ અને પાણીની પેઠે મળી ગયેલ પુદ્ગલ અને આત્માને ભેદજ્ઞાની ભિન્ન પાડે છે અને પોતાના સ્વરૂપમા આનદ માનતો ત્યા ખેલે છે પરમાત્મા તો અતિનિર્મલ છે, તેમનામા કર્મ મેલ નથી, તેરમા ગુણસ્થાનકે રહ્યા છે અને જેમણે જ્ઞાનવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અતરાય એ ચાર ઘાતીયા કર્મ ક્ષય કર્યા છે એ પણ પરમાત્મા કહેવાય છે તેમ જે અષ્ટકર્મનો ક્ષય કરી સિદ્ધિસ્થાનમા પહોચ્યા છે તે પરમાત્મા કહેવાય છે. સમભિરૂઢ નયની અપેક્ષાએ ત્રયોદશમ ગુણસ્થાનકવર્તી પરમાત્મા કહેવાય છે અને એવભૂતનયની અપેક્ષાએ સિદ્ધિ સૌધમા પ્રાપ્ત થયા તે પરમાત્મા કહેવાય છે

શ્રી આનદઘનજી મહારાજ પણ સુમતિનાથની સ્તવનમા કહે છે કે—

**જ્ઞાનાનદે હો પૂરણપાવનો વરજિંત સકલઉપાધિ**
**સુજ્ઞાની અતિ દ્રિયગુણગણમણિઆગાર ઃ ઃિ**

**વિવેચન**—મનુષ્યનુ શરીર દેખીને બહિરાત્મા પોતાને મનુષ્ય માને છે તેમ તિર્યંચ હોય તો તિર્યંચ, નારકી હોય તો પોતાને નારકી માને છે અને દેવ શરીર પ્રાપ્ત થયુ હોય તો પોતાને દેવ માને છે એમ આત્મજ્ઞાને હીન પચેન્દ્રિયોમા તથા બળમા, આત્મભાવ ધારણ કરી અહકારથી મનમા લીન થઇ કર્મ ગ્રહણ કરે છે

**અલખનિરજન અકલ ગતિ વ્યાપી રહ્યો શરીર**
**લખે સુજ્ઞાને આતમા ખીર લીન જ્યુ નીર ॥ ૧૦ ॥**

**વિવેચન**—અલખ એટલે લક્ષમા નહિ આવનાર, નિરજન એટલે કર્મરૂપ અજનથી રહિત, અને અકલ ગતિ એટલે જેની ગતિ કળી શકાય નહિ, એવો આત્મા શરીરમા અસખ્યાત પ્રદેશથી વ્યાપી રહેલો છે તે જ્ઞાન વડે ઓળખાય છે દૂધમા જેમ પાણી મળી રહેલુ છે તેમ શરીરમા આત્મા વ્યાપી રહ્યો છે એમ કહેવાથી પચ-ભૂતના સયોગથી આત્મા ઉત્પન્ન થાય છે, એમ માનનાર ચાર્વાકવાદીનુ ખડન થયુ સમજવુ

नारक नारकाङ्गस्थ न स्वय तत्त्वतस्तथा ॥
अनन्तानन्तधीशक्ति स्वसवेद्योऽचलस्थिति ॥ ९ ॥

**ભાવાર્થ**—નરક યોગ્ય દેહમા રહ્યો હોય તો આત્મા હું નારકી છુ તેમ માને છે પણ પોતાનુ યથાર્થ રૂપ તે જાણતો નથી આત્મા કર્મની ઉપાધિ વિના નરાદિક રૂપને પોતાની મેળે લેતો નથી તત્ત્વ થકી કર્મની ઉપાધિવાળો

થાય છે? કે દેહમા શા પ્રકારનો વિભ્રમ થાય છે ? કે પુત્ર ભાર્યાદિગોચર, અર્થાત્ આત્માને ઉપકારક નહિ એવા પુત્ર દારા, ધન, ધાન્યાદિક પોતાના છે એવો ભ્રમ થાય છે તેમની સપત્તિમા સતોષ માને છે

**અરિ પુત્રાદિક કલ્પના દેહાતમ અભિમાન**
**નિજપરતનુ સબંધ મતિ તાકો હોત નિદાન ॥૧૧॥**

**વિવેચન**—દેહને વિષે આત્મબુદ્ધિના અભિમાનથી શત્રુ, પુત્ર, મિત્ર આદિ કલ્પના થાય છે આ પારકુ અને પોતાનુ એવો અધ્યવસાય પુદ્ગલ ભાવમા ઉત્પન્ન કરાવનાર દેહમા આત્મબુદ્ધિનુ અભિમાન છે

**દેહાદિક આતમભ્રમી કલ્પ નીજપર ભાવ**
**આતમજ્ઞાની જગ લહે કેવલ શુદ્ધ સ્વભાવ ॥ ૧૨ ॥**

**વિવેચન**—દેહ, વાણી, પ્રાણ અને મનમા આત્મબુદ્ધિનો જેને ભ્રમ છે એવો પુરુષ આ પોતાનુ અને આ પારકુ છે એમ પુદ્ગલ ભાવમા કલ્પના કરે છે પણ જેને આત્મજ્ઞાન થયેલુ છે તેવો ભવ્યાત્મા કેવળ આત્મિક શુદ્ધ સ્વભાવને જગતમા પોતાનો માને છે પુદ્ગલમા અહવૃત્તિનો ઉદય જ્ઞાનીને થતો નથી જ્ઞાની પોતાના આત્મામા સ્વબુદ્ધિ ગ્રહણ કરે છે

अविद्यासंज्ञितस्तस्मात्संस्कारो जायते दृढ ।
येन लोकोऽङ्गमेव, स्व पुनरप्यभिमन्यते ॥ १२ ॥

**અર્થ**—બહિરાત્મામા અવિદ્યાનો સસ્કાર દઢ થાય

કરે છે તેમ એક મમતાણીજથી ઘણા પ્રપચની ક-લ્પના ઉઠે છે વળી કહ્યુ છે કે—

स्वयं येषा च पोषाय, खिन्नते ममतावश ॥
इहामुत्र च ते न स्युस्त्राणाय शरणाय वा ॥ २ ॥

મમતા વશ થએલો પ્રાણી જે પુત્ર સ્રી આદિના પો-ષણને માટે ખેદ પામે છે તેઓ અતે અહી તથા પરભ-વમા દુ ખની વખતે રક્ષણ માટે અથવા શરણ માટે સહાયક થતા નથી, માટે મમતા ભાવ દૂર કરીને જે યથાર્થ વસ્તુ સ્વરૂપ દેખે છે તે જ દેખતો જાણવો કહ્યુ છે કે—

भिन्ना प्रत्येकमात्मानो विभिन्ना पुद्गला अपि ॥
शून्यससर्ग इत्येव, य पश्यति स पश्यति ॥ २ ॥

ભાવાર્થ—પ્રત્યેક આત્મા વ્યકિતથી ભિન્ન ભિન્ન છે, તેમ વર્ણ, ગ ધ, રસ સ્પર્શમય પુદ્ગલો પણ ભિન્ન ભિન્ન છે, તેમ તે બેનો સ સર્ગ પણ શૂન્ય છે એવી રીતે જે દેખે છે તે જ દેખાતો જાણવો એમ જે દેખતો નથી તે બહિરાત્મા જાણવો અને એવો અજ્ઞાની પશુ સમાન જાણવો.

मूल ससारदु खस्य, देह एवात्मधीस्तत
स्त्यक्त्वैना प्रविशेदन्तर्बहिरव्यापृतेन्द्रिय ॥ १५ ॥

અર્થ—દેહમા આત્મ બુદ્ધિ રૂપ ભ્રાતિજ સ સાર દુ ખનુ મૂળ છે બાહ્ય વિષયોમા નથી પ્રવર્તાવી ઇદ્રિયો તે જેણે એવો [illegible] બહિરાત્મ બુદ્ધિનો ત્યાગ કરી અ-તરાત્મ બુદ્ધિ [illegible] કે

અર્થ — અંતરાત્મા થએલો જીવ અલક્ષ્ય લાભ પામી પોતાની બહિરાત્મ વૃત્તિ સંભારીને ખેદ કરે છે

અહો મત્ત થઈ ઇન્દ્રિય દ્વારોથી બાહ્ય વિષયમાં પડેલો હું પૂર્વે પોતાને હું જ આત્મા છુ એમ તત્ત્વથી જાણતો નહોતો

મત્ત હોઈ આત્મસ્વરૂપથી ભ્રષ્ટ થએલ અને ઇન્દ્રિયદ્વારા વિષયોમાં પતિત એવો હું પોતેજ આત્મા છુ, શરીરાદિ તે આત્મા નથી એમ પૂર્વે જાણ્યુ નહિ અનંતકાળ ગયો પણ હું આત્માછુ એવુ જાણ્યુ નહિ અહો કેટલી મોટી ભૂલ થઇ અંતરાત્મ થતા પૂર્વની બહિરાત્મ ચેષ્ટાથી આત્મા પશ્ચાતાપ કરે છે અને પોતાનુ સ્વરૂપ ઓળખવાથી આનંદ પામે છે હવે આત્મજ્ઞાનનો ઉપાય દર્શાવે છે

एवत्यक्त्वा बहिर्वाचं, त्यजेदन्तरशेषत्त
एव योग समासेन, मदीपः परमात्मन ॥ १७ ॥

ભાવાર્થ—એ પ્રમાણે બાહ્યવાણી ત્યાગી અંતરને પણ અશેષ-સમગ્રપણે ત્યજે, સંક્ષેપથી પરમાત્માનો દીપક પ્રમાન એ યોગ છે

એ પ્રમાણે પુત્ર, સ્ત્રી, ધન, ધાન્ય, કુટુંબ, ભોગાદિ બાહ્ય વસ્તુના વાચક શબ્દ માત્ર તેને સર્વથા પ્રકારે તજવા, અને તે પછી અંતર વાચાને પણ અશેષપણે તજવી, અર્થાત્ જેથી અહંતા સિદ્ધ થાય છે તે વાચા માત્ર તજવી એટલે હું સુખી, હું દુઃખી, આ મારૂં, આ તારૂં ઇત્યાદિ અંતર વાચા

ત્યારે હુ કોની સાથે બોલુ આ પ્રમાણે બાહ્યવિકલ્પ તજાવી અતરવિકલ્પ તજવાની યુક્તિ કરે છે

यत्परैः प्रतिपाद्योऽहं, यत्परान्प्रतिपादयेत्
उन्मत्त चेष्टितं तन्मे, यदहं निर्विकल्पकः ॥ १९ ॥

અર્થ —હુ જે પરથકી પ્રતિપાદ્ય થાઉ છુ અને હુ પારકાઓને પ્રતિપાદન કરૂ છુ તે સર્વ મારુ ઉન્મત્ત ચેષ્ટિત છે, કારણ, કે હુ તો નિર્વિકલ્પ છુ

વિવેચન —પર એટલે ઉપાધ્યાય-ગુરુઆદિ, તે મને પ્રતિપાદન કરે, અને હુ શિષ્યાદિકને પ્રતિપાદન કરવા બેસુ છુ, તે સર્વ મારી ઉન્મત્ત ચેષ્ટા જાણવી મોહવશથી ઉન્મત્તની પેઠે વિકલ્પ જાલ રૂપ ચેષ્ટિત જાણવું કારણ કે નિર્વિકલ્પ સ્વરૂપ મારુ આત્માનુ છે વચન વિકલ્પો વડે હુ અગ્રાહ્ય છુ, તો મારા માટે વચનવિકલ્પ પણ હવે આત્મસ્વરૂપ પ્રાપ્ત થતા ખપનો નથી

યા ભ્રમમતિ અબ છાડિદો, દેખો અતરદષ્ટિ ॥
મોહદષ્ટિ જો છોડિયે, પ્રગટે નિજગુણ સૃષ્ટ ॥૧૫॥
રૂપાદિકકો દેખવો, કહન કહાવન કૂટ ॥
ઇન્દ્રિયજોગાદિક બલે, એ સબ લૂટાલૂટ ॥ ૧૬ ॥
પરપદ આતમ દ્રવ્યકુ, કહન સુનન કછુ નાહિ ॥
ચિદાનદઘન ખેલહી, નિજપદ તો નિજમાહિ ॥ ૧૭ ॥

વિવેચન —હે ચેતન ! હવે ભ્રાંતિવાળી બુદ્ધિનો ત્યાગ કરી અતરદ્રષ્ટિથી તારુ ધન દેખ હે ચેતન ! અ

જ્ઞાનાદિક રિદ્ધિ લૂટવા લાગે છે પચેદ્રિયની મોકળાશ, અને મન, વચન ને કાયાની પરપ્રવૃત્તિરૂપ દ્વારથી રાગ, દ્વેષાદિક ચોરો ક્ષણે ક્ષણે લાગ જોઇને આત્મામા પ્રવેશી આત્મરિદ્ધિની લૂંટાનૂંટ કરે છે તો પણ આત્માને મોહરૂપ મદિરાની બેભાનતાથી કરી ખબર પડતી નથી અહો ! કેટલી મૂર્ખતા ! આત્મા સમજતો નથી કે આજસુધી મે પરિભ્રમણ કર્યું, તે પણ મોહના યોગે કર્યુ છે, હવે સદ્દગુરૂ સગતિ પ્રાપ્ત થતા મોહનુ સ્વરૂપ જાણવામા આવ્યુ અને નિર્ધાર થયો કે આત્મા પોતાના શુદ્ધ સ્વભાવરૂપ ઘરમા નહિ વસવાથી, ઘરની રિદ્ધિ રાગાદિક ચોરો લૂટે છે પણ સર્વ પુદ્દગલ દશાનો ત્યાગ કરી, અલખ અરૂપી, અસખ્યપ્રદેશરૂપ મારા ઘરમા વસી, પરમા જરા માત્ર પણ ઉપયોગ દઉ નહિ તો રાગાદિક ચોરો મારી રિદ્ધિ લૂટતા બંધ થઈ જાય આ જ ઉપાય સત્ય છે તે વિના બીજો ઉપાય નથી શ્રી ચોવીસમા તીર્થ કર શ્રી મહાવીરપ્રભુ પણ ધર્મધ્યાન અને શુકલધ્યાનથી પોતાના સ્વરૂપમાં રમતા હતા બાર વર્ષથી અધિક સંયમપર્યંત આ પ્રમાણે સ્વસ્વભાવ રૂપ ઘરમા વસી, અદર પેસી ગએલા રાગ દ્વેષરૂપ ચોરોને સમૂળગા કાઢી મૂકયા અને પોતાનુ ઘર નિર્મળ કર્યુ ત્યારે સુખી થયા પણ જ્યાંસુધી જીવ મિથ્યાત્વદશામા છે ત્યા સુધી પોતાની રિદ્ધિની લુટાલૂટ ચાલ્યા કરે છે, તેની પોતાને મોહદશાથી સમજણ પડતી નથી જેમ કોઈ મનુષ્ય ભર નિદ્રામા સૂતો હોય અને તેના ઘરમાંથી ચોરો ખાતર પાડી જાય પણ તેને ખબર પડે નહિ, તેમ જ્યાંસુધી અજ્ઞાન અને મોહથી જીવ પ્રમાદરૂપ ઉઘમા ઉંઘી ગયો છે ત્યાં સુધી

જાણે સર્વ સ્વભાવને, સ્વપર પ્રકાશી તેહ ॥૧૮॥

આનો અર્થ વીશમા શ્લોકની અંદર સમાઇ જાય છે, તો પણ કિંચિત્ વિવેચન કરવામા આવે છે જેને આત્મજ્ઞાન થયું છે એવો મુનીશ્વર ગ્રહણ કરવામા અયોગ્ય એવી પુદ્‌ગલ વસ્તુને ગ્રહે નહિ, કારણ કે આ આત્માને પુદ્‌ગલ વસ્તુ ગ્રહણ કરવા લાયક નથી, એ પુદ્‌ગલ વસ્તુને ગ્રહણ કરી સસારમા પરિભ્રમણ કરે છે કોઇ વખત દેવ થાય છે, તો કોઇ વખત મનુષ્ય થાય છે, અને તે જીવ પાછો કોઈ વખત તિર્યંચ થાય છે, અને વળી તે પાછો નારકીપણે ઉત્પન્ન થાય છે જડ એવુ પુદ્‌ગલ દ્રવ્ય ત્રણેકાલમા આત્માને હિતકારક નથી આહાર પણ પુદ્‌ગલનો, તેમ પાન પણ પુદ્‌ગલનુ તેમ પચપ્રકારના શરીર અને છ પ્રકારની લેશ્યા આદિ સર્વ પુદ્‌ગલજ જાણવું જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મની વર્ગણાઓ પણ પુદ્‌ગલ વસ્તુ જાણવી. એમ પુદ્‌ગલ પરમાણુઓના સ્કધોને ગ્રહણ કરતો આત્મા અનતી અનતીવાર દુ ખ પાત્ર બન્યો અનત સિદ્ધજીવોએ વમેલી પુદ્‌ગલ એઠને પણ સુખની પિપાસાએ ગ્રહણ કરતો જડ જેવો બની ગયો જો કે વર્ણ, ગધ, રસ અને સ્પર્શમય એવુ પુદ્‌ગલ દ્રવ્ય સદાકાળ આત્માથી ભિન્ન છે, તો પણ આત્મા તેમા સુખની બુદ્ધિ ધારણ કરી છેતરાય છે જેમ મૃગલા ઝાઝવાના જળમા, સાચા જળની બુદ્ધિ ધારણ કરી જળ પીવા દોડે છે, પણ જ્યારે પાસે જાય છે ત્યારે નિરાશ થાય છે, તેમ અજ્ઞાની જીવ પુદ્‌ગલ વસ્તુને પોતાની માની તેનુ ગ્રહણ કરે છે, પણ જ્યારે

કરે છે, તેવીજ મારી પણ ચેષ્ટા હતી કોના પ્રતિ હતી ? તો કહે છે કે દેહાદિક પ્રતિ દેહાદિકમા આત્માનો ભ્રમ થવાથી મારી એવી ચેષ્ટા હતી હવે આત્મજ્ઞાન થયા બાદ હુ એવી ચેષ્ટા કેમ કરૂ ? જેમ નાનું બાળક લાકડાની પૂતળીને પોતાની સ્ત્રી માને છે અને તેના પ્રતિ અનેક પ્રકારના હાવ ભાવ કરે છે, તેને પોતાની માને છે અને પ્રેમ લાવે છે પૂતળી પડી જાય છે તો રૂવે છે અને મીઠી વહુ વિગેરે શબ્દોથી બોલાવે છે તેમજ જેને આત્મજ્ઞાન થયું નથી તે શરીરમા આત્મબુદ્ધિ ધારણ કરી, શરીરની વૃદ્ધિથી પોતાને વૃદ્ધિવાળો માને છે અને શરીર જાડુ થાય ત્યારે પોતાને જાડો માને છે, શરીર સુકાય ત્યારે પોતાને સુકાયેલો માને છે, શરીર રોગી થાય છે, ત્યારે રોગી માને છે શરીરની પુષ્ટિ અર્થે અનેક પ્રકારના પાપો કરે છે માસ, મદીરા ખાવામા અટકાતો નથી અને અનેક પ્રકારના પાપો કરી અન્તે નરક નીગોદમા મરીને અવતરે છે એમ અનાદિ કાળથી આત્મા શરીરનેજ આત્મા માની તેના અર્થે અનેક પ્રકારના પાપો કરી પોતાના સ્વરૂપથી ભ્રષ્ટ થઇ ભવમાં ભટકે છે આત્મામા આત્મ બુદ્ધિ થતા જણાયું કે અહો મે આજ સુધી પર વસ્તુને પોતાની માની, બાલ, જુવાન, વૃદ્ધ શરીર તેજ હુ એવુ માન્યુ, પણ હવે તે પુદ્ગલ વસ્તુ મારી નથી, તો તેનો કેમ સંગ કરૂ ? તેમાં કેમ રાચુ માચુ ? આવી રીતે આત્મજ્ઞાન થવાથી પર વસ્તુનો ત્યાગ ભાવ થાય છે અને બાળકને જેમ પૂતળીમા સ્ત્રી બુદ્ધિ હતી, પણ તે બુદ્ધિ મોટો થતા ટળે છે, અને તેવા પ્રકારના હાવભાવ કરતો નથી, તેમ અજ્ઞાન અવસ્થામા આ

નપુંસક, સ્ત્રી, કે પુરૂષરૂપે નથી તેમજ એક, બે કે બહુ રૂપે પણ હુ નથી, નપુંસકાદિ ધર્મ કર્મ જનિત છે અને હુ આત્મા તો સ્વભાવે શુદ્ધ કર્મ રહિત નિર્મલ છુ, તે તે નપુંસકાદિરૂપે હુ કેમ પોતાને માનુ અર્થાત્ અન્યમા સ્વબુદ્ધિ કેમ ધારણ કરૂ બાહ્ય નપુંસકાદિ સ્વરૂપથી હુ સદા ન્યારો છુ, તો પુરૂષ, સ્ત્રી આદિનો અધ્યાસ ધારણ કરી, હુ પુરૂષ, હુ સ્ત્રી, એમ અહવૃત્તિ આજ પર્યંત ધારણ કરી તે મિથ્યા જાણવી, એમ હવે નિશ્ચય થયો

यदभावे सुषुप्तोऽहं, यद् भावे व्युत्थित पुन ॥
अतीन्द्रियमनिर्देश्य, तत्स्वसवेद्यमस्म्यहम् ॥ २४ ॥

અર્થ—જેના અભાવે હુ સૂતો હતો અને જેના ભાવે વળી હુ જાગેલો છુ, એવો અતીન્દ્રિય, અનિર્દેશ્ય, સ્વસવેદ્ય હુ છુ

જે શુદ્ધ સવેદનના અભાવે હુ સૂતો હતો યથાર્થ શુદ્ધ આત્મજ્ઞાન તેના અભાવરૂપ ગાઢ નિદ્રામા લપેટાયલો હતો તેના ભાવે એટલે તે શુદ્ધ આત્મસ્વરૂપનો અનુભવ થતા વિશેષે કરી જાગેલો છુ હુ બાહ્ય ઇન્દ્રિયો વડે અગોચરપણાથી કથન કરવાને અશક્ય, સ્વસ્વરૂપ સ્પર્શજ્ઞાન ગ્રાહ્ય આત્મા છુ

રૂપેકે ભ્રમ સીપમે, જ્યુ જડકરે પ્રયાસ ॥
દેહાતમ ભ્રમતેં ભયો, ત્યું તુજ કૂટપ્રયાસ ॥૧૯॥
મિટે રજત ભ્રમ સીપમે, જન પ્રવૃત્તિ જિમ નાહિ ॥
નરમેં આતમ ભ્રમ મિટે. ત્યૌ દેહાદિકમાહિ ॥૨૦॥

પોતાના કંઠમાજ હાર છે, એમ તેને સત્ય ભાસે છે, એમ અ-જ્ઞાની જીવ પણ દેહાદિ પર વસ્તુમાં, આત્મભ્રાંતિ ધારણ કરી, ત્યા આત્મતત્ત્વને શોધે છે પણ તે ભ્રાતિ દૂર થવાથી જ્ઞાન યોગે પોતાનામા આત્મસ્વરૂપ ભાસે છે પોતાના જ્ઞાન વડેજ મુક્તિ થાય છે, સહજ સ્વભાવે આત્માનુ પર્યાયાર્થિક નયની અપેક્ષાએ સિદ્ધપણુ પ્રગટ થાય છે, એમા બાહ્ય ઉપાયની જરૂર પડતી નથી, સહજ સમાધિ-ભાવે આત્મા પોતાનુ સિદ્ધ સ્વરૂપ પ્રકાશે છે

જે આત્મજ્ઞાનની પ્રાપ્તિ વિના તુ બાહ્ય યોગમા અને બાહ્ય વસ્તુના ભોગમા સૂતો હતો, હવે જ્યારે આત્મજ્ઞાન પ્રગટયું ત્યારે સમજાયુ કે તુ તો અતીન્દ્રિય છે એટલે સ્પ ર્શેન્દ્રિય, રસનેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય, ચક્ષુરિન્દ્રિય અને શ્રોત્રેન્દ્રિય એ પચ ઇન્દ્રિયોથી જણાતો નથી, અર્થાત્ ત્વચાથી સ્પર્શાતો નથી, કારણ કે તુ તો સ્પર્શ રહિત છે જીભથી તુ ગ્રહાતો નથી કારણ કે, તુ તો પચે પ્રકારના રસ રહીત છે તું નાસિકાથી ગ્રહણ થતો નથી, કારણ કે તુ તો ગ ધ રહિત છે ગ ધ જેનામા હોય તેને નાસિકા ગ્રહણ કરે છે વળી ચક્ષુ ઇન્દ્રિયરૂપને ગ્રહણ કરે છે, અને તુ આત્મા તો કાળો, નીલો, ઇત્યાદિ રૂપથી રહિત છે, તેથી ચક્ષુરિન્દ્રિયથી પણ ગ્રહણ થતો નથી શ્રોત્રેન્દ્રિય શબ્દનુ ગ્રહણ કરે છે, અને તુ તો શબ્દ રહિત છે, માટે શ્રોત્રથી ગ્રહણ થતો નથી માટે હુ ઇન્દ્રિય અગોચર છુ ફકત જ્ઞાન સ્વરૂપે હુ છુ મારૂ સ્વરૂપ કથન કરવું અશકય છે, તો મને વાચા અગોચરને કોણ કહી શકે ? એવો સ્વપર પ્રકાશક ત્રિકાલ નિત્ય હ છુ એમ. આત્મજ્ઞાની અ ત

સ્વરૂપ અપ્રતિપન્ન-અપ્રાપ્ત થયે છતે, આ લોક મારા ઉપર શત્રુ મિત્ર-ભાવને અંગીકાર કરે નહિ, તેમ આત્મસ્વરૂપ અપ્રતિપન્ન છતા મને નહી દેખતો એવો લોક મારો શત્રુ કે મિત્ર નથી અપ્રતિપન્ન છતા વસ્તુસ્વરૂપમા રાગાદિકની ઉત્પત્તિ માનતો અતિ પ્રસગ આવે, તેમ આત્મસ્વરૂપ પ્રતિપન્ન-અગીકાર કર્યો છતા, પણ લોક મારો શત્રુ કે મિત્ર નથી કારણ કે આત્મસ્વરૂપની પ્રતીતિ થયે છતે રાગાદિકનો વિશેષે કરી ક્ષય થવાથી શી રીતે શત્રુ મિત્રભાવ મારે હોય ? હવે અતરાત્મા બહિરાત્માનો ત્યાગ કરે, પશ્ચાત્ પરમાત્મ પ્રાપ્તિનો શો ઉપાય તે બતાવે છે

त्यक्त्वैव बहिरात्मानमन्तरात्मव्यवस्थित ॥
भावयेत्परमात्मान, सर्वसकल्पवर्जितम् ॥ १७ ॥

અર્થ—આ પ્રમાણે બહિરાત્માને તજીને અંતરાત્મામા વ્યવસ્થિત થએલાએ સર્વ સકલ્પ વર્જીત પરમાત્માની ગ્રૌમ્ન પ્રકારે ભાવના કરવી અતરાત્મપદ પ્રાપ્ત કરે ને, બહિરાત્માનો ત્યાગ કરી અતરાત્મા પરમાત્માની ભાવના કરે કેવા પ્રકારનો પરમાત્મા છે ? તો કહે છે કે સર્વ સકલ્પ વર્જીત છે, અથવા સર્વ સકલ્પ વર્જીત થઇ પરમાત્માને ભાવે તે પરમાત્મા થાય છે જે જેનુ ધ્યાન કરે, તે તેવો થઇ જાય છે શ્રી જ્ઞાનવિમળસૂરિ કહે છે કે "इलि भमरी सगथी, भमरी पद पावे; ज्ञानविमल प्रभु आतमा, परमानंद पदपावे" ઇત્યાદિ અર્થ સમજવો

सोऽहमित्यात्त सस्कारस्तस्मिन्भावनया पुन ॥
तत्रैव दृढसस्काराल्लभते ह्यात्मन स्थितिम् ॥ २८ ॥

છે, પીવરાવે છે, રમાડે છે, પણ તેનાથી પોતાનુ તે નથી એમ જાણે છે, તેમ જ્ઞાની પણ ઉદયિકભાવના યોગે પરના સબધમા આવે છે, પણ એ થકી અતરથી ન્યારો વર્તે છે અને નિશ્ચયથી તેને પરપુદ્ગળની સાથે સબધ નથી, કારણકે તે અતરથી પરપુદ્ગલના સબધ રહિત વર્તે છે અને રાગદ્વેષથી પર વસ્તુમા લેપાતો નથી

જે પરછાયા જ્ઞાનની વ્યવહારમા જેમ કથાય છે, તેમ નિર્વિકલ્પ હે આત્મા! નિર્વિકલ્પ તારા શુદ્ધ સ્વરૂપમા એ પ્રકારનો ભાવ સોહાતો નથી, અર્થાત્ હોતો નથી

એમ બહિરાત્મભાવ ત્યાગીને, અતરાત્મા થઈ જ્યા વિકલ્પ સકલ્પ નથી, એવા પરમાત્માની શુદ્ધ મતિથી ભાવના કરવી, તે જ જ્ઞાનદર્શન અને ચારિત્રમય આત્મા હુ છુ, એવી દૃઢ વાસના પરમાત્મપદની પ્રાપ્તિ માટે છે ઇલિકા અને ભમરીના દૃષ્ટાતે અન રાગ દ્વેષ રહિત એવી જીન મતિને જીન પદની પ્રાપ્તિને માટે છે

मूढात्मा यत्र विश्वस्तस्ततो नान्यद् भयास्पदम्
यतो भीतस्ततो नान्यदभयस्थानमात्मन ॥२९॥

અર્થ—મૂઢાત્માને જે જડ ઉપર વિશ્વાસ છે તે કરતા વધારે ભયસ્થાન અન્ય કોઈ નથી, અને જેનાથી તે ભય પામ્યો છે, તેના કરતા બીજો નિર્ભય સ્થાન આત્માને નથી

મૂઢાત્મા એટલે બહિરાત્મા, જ્યા શરીર, પુત્ર, કલત્ર, ધન, ધાન્ય, ઘરબાર, હાટ, વખાર, દુકાન વિગેરેમા વિશ્વા--

**ઈન્દ્રિયવૃત્તિ નિરોધ કરિ, જો ખિનુ ગલિતવિભાવ ॥**
**દેખૈ અતરઆતમા, સો પરમાતમભાવ ॥ ૨૯ ॥**

આનો અર્થ ઉપરના શ્લોકમા સમાય છે તેથી વિશેષ વિસ્તાર કર્યો નથી અર્થ સુગમ છે

य परात्मा स एवाह, योऽह स परमस्तत. ॥
अहमेव मयोपास्यो, नान्य कश्चिदिति स्थिति ॥३१ ॥

અર્થ —જે પરમાત્મા તે જ હુ, અને જે હુ તે જ પરમાત્મા એટલે હુ જ, જે પરમ એટલે પ્રસિદ્ધ ઉત્કૃષ્ટ આત્મા છે, તેજ હુ છુ અને જે સ્વસવેદન પ્રસિદ્ધ, હું, એ નિશ્ચયનુ સ્થાન અતરાત્મા છું તેજ પરમાત્માનો આવો અભેદ છે, એટલે હુ જ મારે પોતાને ઉપાસ્ય છુ બીજા કોઈની આરાધનાની માટે જરૂર નથી એવી મારી સ્થિતિ છે.

प्रच्याव्य विषयेभ्योऽहं. मा मयैव मयि स्थितम् ॥
बोधात्मान प्रपन्नोऽस्मि, परमानन्दनिर्वृतम् ॥३२॥

અર્થ —મને પોતાને મારી મેળે વિષયોથી ખેચી આણી, મારામા રહેલા જ્ઞાનાત્મા જે પરમાનદ નિર્વૃત છે, તેને પ્રપન્ન હુ છુ

વિવેચન —હુ જે દ્રવ્યાર્થિકનય અને પર્યાયાર્થિકનયથી શુદ્ધ તે મારા આત્માનેજ પ્રાપ્ત છુ તે સ્વરૂપ હુ ત્રિકાલમા અખડપણે સત્તાએ છુ મારા આત્માને ક્ષયોપશમચેતના યોગે, વિષયોમાથી ખેચી, પોતાના અબાધિત

મુંડ મુંડાવે ગાડરીયા જગ, કેશને તોડે રંડી
માલા મણુકા વેરી પહેરે, નિત્ય ચાલે પગદંડી
સબ ૨

ધર્મ ન વરણે ધર્મ ન મરણે, ધર્મ ન કરવત કાશી,
ધર્મ ન જાતિ ધર્મ ન ભાતિ, ધર્મ ન જંગલવાસી
સબ ૩

ગધ્ધા ખાખમાંહિ આળોટે, તે પણ સાચા ખાખી
નિર્વસ્ત્રા પશુ પંખી ફરે છે, મમતા દીલમાં રાખી.
સબ૦ ૪

જબતક અંતર્તત્ત્વ ન ખુલે, તબતક ભવમાં હુલે
બુદ્ધિસાગર આતમધર્મે ભાતિ ભમણા ભૂલે.
સબ૦ ૫

વળી શ્રી યશોવિજય ઉપાધ્યાયજી નીચે મુજબ કહે છે કે – (જ્ઞાન દશા મહિમા વિશે) પદ—

૫૬

જ્ઞાની જ્ઞાનમગન રહેરે, રાગાદિક મલ ખોય
ચિત્ત ઉદાસ કરણી કરેરે, કર્મ બંધ નહિ હોય.
ચેતન૦ ૩

લીન ભયો વ્યવહારમેંરે, યુક્તિ ન ઉપજે કોય
દીનભયો પ્રભુપદ જપેરે, મુક્તિ કીહાંસુ હોય.
ચેતન૦ ૪

ર્ગમા ગર્મન કરી શકાય નહિ, માટે શુદ્ધ ભાવના, અંત-રાત્માની પરમોત્મ સ્થિતિ પ્રગટાવવામા દીવીમાં સમાન પ્રકાશ કરી આપે છે, અથવા પરમાત્મપદના રસ્તામા દીવી સમાન છે એમ અર્થ ગ્રહણું કરવો

ક્રિયા કષ્ટભિ નહુ લહે ભેદજ્ઞાન સુખવ ત ॥
યા વિન બહુવિધિ તપ કરે, તોભી નહિ ભવ અ ત
॥ ૩૨ ॥

શરીરથી ભિન્ન આત્માને જાણી, નિશ્ચય કર્યા વિના અનેક પ્રકારની ક્રિયાના કષ્ટ સહન કરે અને અનેક પ્રકારના તપ કરે, તો પણ ભવાત થતો નથી શ્રી યશોવિજયજી ઉપાધ્યાય કહે છે કે—

પર પરિણુતિ પોતાની માને, ક્રિયા ગર્વે ઘહેલો ॥
બધ મોક્ષ કારણુ ન પીછાણે,તે મૂરખમે પહેલો ॥૨૩॥

જે જીવ પર પરિણુતિ પોતાની માને છે, એટલે રાગ દ્વેષમા મુઝાયો છે, તે આત્મા ને પુદ્ગલનો ભેદ જાણુતો નથી અને સાસારીક પદાર્થ પોતાનો કરી જાણે છે, અને ક્રિયાના ગર્વે એટલે અહકારે જે ગાડો બન્યો છે, પણુ બધ શાથી થાય છે અને મોક્ષ શાથી થાય છે, તે જાણુતો નથીજ તે સર્વ મૂર્ખમા પ્રથમ મૂર્ખ જાણુવો અર્થાત બહિરાત્મા બાહ્ય ક્રિયા અને તપથી મુક્તિપદ પ્રાપ્ત કરતો નથી, માટે આત્મજ્ઞાન કરવુ અને યથાર્થ પદાર્થનો બોધ ગુરૂગમથી લેવો એજ હિતશિક્ષા છે-

ધર્મ પણ પોતાની મેળે શમી જાય છે, તો કલ્પિત સંસારના ભાવમાં જ્ઞાની કેમ ઉદાસ રહી શકે નહિ ? અલબત્ત રહી શકે, તે નિશ્ચય વાત છે ઔદયિક ભાવે જે જે ક્રિયાઓ ઉદયમાં આવે છે, તે જ્ઞાની બાહ્યવૃત્તિથી કરે છે, પણ અંતરથી તે ન્યારો વર્તે છે એમ દરેક કાર્યપ્રસંગમાં પણ અંતરની ઉપયોગ ધારા ન્યારી વર્તે છે, ભાવદયામય તેનો શુદ્ધ આત્મા બની રહ્યો છે તેથી તે બાહ્યભાવમાં રાગ દ્વેષથી પરિણમતો નથી બાહ્ય પદાર્થો જે જડરૂપ છે, તેમાં ઉદાસીનતા ધારણ કરે છે એવી સહજ સ્વભાવે **આત્મજ્ઞાનીની** પ્રવૃત્તિ થાય છે

आत्मदेहान्तरज्ञानजनिताऽल्हादनिर्वृत ॥
तपसा दुष्कृत घोर, भुञ्जानोऽपि न खिद्यते ॥ ३४ ॥

આત્મા અને દેહના અંતરનું જ્ઞાન થવાથી ઉત્પન્ન આનંદથી તૃપ્ત એવો ભવ્ય, તપથી ઘોર દુષ્કૃત ભોગવતો છતો, ખેદ પામતો નથી

**વિવેચન** —આત્મા અને દેહના અંતર એટલે ભેદનું જ્ઞાન થવાથી, જે અક્ષય આનંદ થાય છે, તેનાથી તૃપ્ત એટલે અત્યંત સુખી મુનિરાજ બાર પ્રકારના તપથી ઘોર દુષ્કૃત ભોગવતા છતા પણ ખેદ પામતા નથી

रागद्वेषादिकल्लोलैरलोल यन्मनोजलम् ॥
स पश्यत्यात्मनस्तत्त्व, तत्तत्व नेतरो जन ॥ ३५ ॥

**અર્થ**:—રાગદ્વેષાદિ કલ્લોલથી, જેનું મનરૂપ જલ અ-

અર્થ —અવિદ્યાભ્યાસ સસ્કારથી, મન અવશ થઈ વિક્ષેપ પામે છે અને જ્ઞાન સસ્કારથી તેજ પાછું મન સ્વત આત્મમા વિરામ પામે છે

**વિવેચનઃ**—શરીર, મન, વાણી, ગૃહ, પુત્ર, ધન, આદિ જગતના માયિક પદાર્થોને પવિત્ર, સ્થિર, તથા આત્મરૂપ માનવા તે અવિદ્યા, તેનો અભ્યાસ, એટલે પુન પુન તે માયિક પદાર્થોમા પ્રવૃત્તિ; અને તે પ્રવૃત્તિથી પેદા થએલને સસ્કાર કહે છે અને તેવા સંસ્કારોથી વિષયેન્દ્રિયાધીન થએલ મન વિક્ષેપતાને પામે છે અને તેનુ તેજ મન આત્મજ્ઞાનથી સંસ્કારોને પામેલુ આત્મસ્વરૂપ ઠરે છે

अपमानादयस्तस्य, विक्षेपो यस्य चेतस ॥
नापमानादयस्तस्य, न क्षेपो यस्य चेतस. ॥ ३८ ॥

અર્થ —જેના ચિત્તનો વિક્ષેપ છે, તેનેજ અપમાનાદિ છે, જેના ચિત્તનો વિક્ષેપ નથી, તેને અપમાનાદિ કઈ નથી

**વિવેચન**—અપમાન એટલે પોતાના મહત્ત્વનુ ખડન–અવજ્ઞા, એટલે તિરસ્કાર નિદા, કલક, ઈર્ષ્યા, માત્સર્ય, રાગ, દ્વેષ, આદિ દોષોથી જેના ચિત્તનો વિક્ષેપ થાય છે, તેને તો દોષો નડે છે, વિક્ષેપવાળા ચિત્તમા પૂર્વોક્ત દોષોનો પ્રાદુર્ભાવ થયા છે, અને જેમાં ચિત્તમા તે વિક્ષેપ થતો નથી તેને તેમાંનુ કઈ નથી, દોષયુક્ત ચિત્તનેજ સસાર છે કહ્યું છે કે -

જ્ઞાને કરી છોડવો, પછી તે કાયા કરતા ઉત્તમ કાયા એટલે ચિદાનંદ યુક્ત આત્મારૂપી કાયા તે ઉપર પ્રેમ લગાડવો. તે પણ અંતર દૃષ્ટિથી પ્રેમ આત્મા રૂપી કાયામા લગાડવો, એમ થવાથી પૂર્વનો જે કાયસ્નેહ તે દૂર થાય છે

आत्मविभ्रमजं दुःखमात्मज्ञानात् प्रशाम्यति ॥
नायतास्तत्र निर्वान्ति, कृत्वाऽपि परमं तपः ॥ ४१ ॥

**અર્થ**—આત્મવિભ્રમજન્ય જે દુઃખ તે આત્મજ્ઞાનથી નાશ પામે છે પરમતપ કરીને પણ અયત્નપર જે છે તે મુક્તિ પામતો નથી

**વિવેચન**—શરીર, મન, વાણીમા આત્મબુદ્ધિથી ઉત્પન્ન થએલ વિભ્રમ, અને વિભ્રમથી ઉત્પન્ન થએલ અનેક પ્રકારનુ દુખ, તે આત્મજ્ઞાનથી નાશ પામે છે આત્મજ્ઞાન અર્થે યત્ન નહિ કરનારાઓ ઘોર મહાક્લેશકારક તપ કરીને પણ મુક્તિપદને પામતા નથી શ્રી યશોવિજયજી ઉપાધ્યાય કહે છે કે

આતમ અજ્ઞાને કરી, જે ભવ દુખ લહીએ ॥
આતમ જ્ઞાને તે ટળે, એમ મન સદ્દહીએ. આતમ૦॥૧॥

આત્મઅજ્ઞાનથી થતું દુખ આત્મજ્ઞાન થવાથી નાશ પામે છે, એમ શુદ્ધ દૃઢ શ્રદ્ધા કરવી

રજ્જુ અવિદ્યા જનિત, અહિ મિટે રજ્જુકે જ્ઞાન ॥
આતમ જ્ઞાને ત્યુ મિટે, ભાવ અબોધ નિદાન ॥૩૪॥
ધર્મ અરૂપી દ્રવ્યકે, નહિ રૂપી પરહેત ॥

મોહ બાગુરી જાલ મન, તામેં મૃગમત હોઉ॥
યામે જે મુનિ નહિ પરૈ, તાકૂં અસુખ ન કોઉ
॥ ૪૦ ॥

જબ નિજ મન સન્મુખ હુએ, ચિંતે ન પરગુણ
દોષ ॥
તબ બહુરાઈ લગાઈએ, જ્ઞાન ધ્યાન રસ પોષ
॥ ૪૧ ॥

વિવેચન—મોહરૂપ વાઘરી અને મનરૂપ જાળ તેમા પડેલો જીવ મૃગસમાન જાણવે સમજવાનુ કે મોહ-રૂપ વાઘરીએ સસારી જીવરૂપ મૃગલાઓને પકડવા મન-રૂપ જાળ વિસ્તારી છે, તે મન જાળમા મૃગ સમાન થઈ હે મુનિઓ ! તમે પડશો નહિ, તેમા જે મુનિવર્ય મૃગ સમાન થઇ પડે નહિ તેને કોઇ પણ પ્રકારનુ દુ ખ નથી જે મનો જાલમા ફસાય તે જ મૃગની પેઠે દુ ખી થાય છે સકલ્પ વિકલ્પ મન તે જ મોહરૂપ વાઘરીની જાળ સમજવી અને મનરૂપ જાળમા પડેલા મુનિ મૃગ સમાન છે અને તેમા પડતા નથી તે દુ ખી નથી જ્યારે મન આત્માના સન્મુખ થઇ પારકાના દોષ પ્રતિ દૃષ્ટિ દેતુ નથી, ત્યારે બહુ રીતે મનને આત્મામા લગાડવુ કે જેથી જ્ઞાન, ધ્યાનના રસની પુષ્ટિ થાય

शुभं शरीरं दिव्यांश्च, विषयानभिवाञ्छति ॥
उत्पन्नाऽऽत्ममतिर्देहे, तत्त्वज्ञानी ततश्च्युतिम् ॥ ४२ ॥

અર્થ—જેને દેહમા આત્મબુદ્ધિ છે તે શુભ શરીર

છે પરમા આત્મબુદ્ધિ ધારણ કરતો જીવ, આત્મગુણની ગંધ પણ પામતો નથી અને આત્મામા અહપણ લાગે તો કર્મનો સબધ છૂટે છે આત્મપ્રકાશમા કહ્યું છે કે—

## દુહા

અહં વૃત્ત્યુદ્દભવ થતા, અશુદ્ધ પરિણતિ પોષ ॥
અહં વૃત્તિ છે જ્યા લગે, મિટે ન તાવત્‌ દોષ ॥ ૧ ॥
અહં વૃત્તિ ઉદયે ગ્રહે, ભ્રાત માતને તાત ॥
અહં મંત્ર મોહારિનો. સ્મરતા નરકે પાત ॥ ૧ ॥
જે અજ્ઞાની જીવ છે પશુસમ વર્તે સોય ॥
અહ વૃત્તિ તેમા ઘણી કહ્યુ વિચારી જોય ॥૧॥

ભવ્યજીવોએ પરમાથી, અહ વૃત્તિ દૂર કરી, પોતાના આત્મસ્વરૂપમા અહત્વ ધારણ કરવુ—

दृश्यमानमिद मूढस्त्रिलिङ्गमवबु यते ॥
इदमित्यवबुद्धस्तु निष्पन्न शब्दवर्जितम् ॥ ४४ ॥

અર્થ—આ દૃશ્યમાન ત્રિલિંગવાળા શરીરને મૂઢ આત્મા ધારે છે અને અવબોધ પામેલો, અજનિષ્પન્ન—અનાદિસ સિદ્ધ અને શબ્દ વર્જિત તે જ આત્મા એમ જાણે છે

ભાવાર્થ—દૃશ્યમાન જે શરિરાદિ તે, સ્ત્રીલિંગ, પુરૂષલિંગ, અને નપુંસક એ ત્રણ લિંગ વિશિષ્ટ તેને મૂઢ એટલે બહિરાત્મા પ્રાણી, આત્મા જાણે છે અને દૃશ્યમાનથી જુદો થઇ, બોધ પામેલો અન્તરાત્મા તે શબ્દવર્જિત અરૂપી આત્મતત્ત્વને આત્મરૂપ સ્વીકારે છે

અધ્યાત્મ ને વિષે કરે છે, અને સિદ્ધાત્મા છે તે બાહ્ય કે આતર કશું કરતો નથી

વિવેચન—મૂઢ એટલે બહિરાત્મા બાહ્ય વસ્તુનુ ત્યાગ ઉપાદાન કરે છે આત્માથી ભિન્ન વસ્તુમા દ્વેષ થતા તે વસ્તુનો અભિલાષ ભાવ થાય, તેથી મૂર્ખ તેનો ત્યાગ કરે છે વળી તેમાજ પાછો રાગ પ્રગટ થતા તેને ગ્રહણ કરે છે અને અતરાત્મા અધ્યાત્મમા ત્યાગ ગ્રહણ કરે છે એટલે અતરાત્મા અતરમા રહેલા રાગ, દ્વેષ, કર્માદિ તેને ત્યાગે છે અને અનત જ્ઞાન, અનતદર્શન આદિ પોતાના ગુણે નુ ઉપાદાન કરે છે અને જે કર્મ રહિત સિદ્ધાત્મા છે તેમને બાહ્ય કે આતરથી ત્યાગ તથા ગ્રહણ નથી, કારણકે-ત્યાગવાનુ જે આત્મસ્વરૂપ તે પ્રથમથીજ ગ્રહણ કર્યું છે, તેથી તેમને ત્યાગ ગ્રહણ કઇ નથી આવી સ્થિતિ ત્રણ પ્રકારના આત્માની સદાકાળ વર્તે છે

**ત્યાગ ગ્રહણ બાહિર કરે, મૂઢ કુશલ અતિરગ ॥**
**બાહિર અંતર સિદ્ધકું, નહિ ત્યાગ ઐા સગ ॥૪૮॥**

મૂઢજીવ બાહ્યવસ્તુમા ત્યાગ તથા ગ્રહણ બુદ્ધિ ધારણ કરે છે અને અન્તરાત્મા અતરમા કરેલા રાગદ્વેષનો, તથા જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મનો ત્યાગ કરે છે અને આત્માના અષ્ટ ગુણ, આત્માની અનતરિદ્ધિ તેનુ ગ્રહણ અતરાત્મા કરે છે અથાત્ અન્તરાત્મા આવિર્ભાવની અપેક્ષાએ સ્વગુણ સ્વપર્યાયન [illegible] છે, અને સિદ્ધાત્માને બાહિર વા અત રથી ત્યા [illegible] હોતું નથી માટે સમજવાન

વિવેચન—જે શરીરાદિક પદાર્થો ઇન્દ્રિયોવડે હું જોઉં છુ, તે મારૂ રૂપ નથી, કારણ કે, ચક્ષુઆદિ ઇન્દ્રિયો રૂપી પદાર્થના વર્ણ, ગધ, રસ, સ્પર્શ, શબ્દને ગ્રહણ કરી શકે છે, પણ આત્મસ્વરૂપ તો અરૂપ છે, તેને બાહ્ય ચક્ષુ આદિ ઇન્દ્રિયો ગ્રહણ કરી શકતી નથી બાહ્ય ઇન્દ્રિયોને સ્થિર કરી અતરમા સ્વય વેદનથી સ્વાનુભવથી જે જ્યોતિ દેખુ છુ તે જ આત્મસ્વરૂપ છે સાનદ અને ઉત્તમ આત્મ જ્યોતિ છે જે જીવો બાહ્ય વસ્તુમા સુખ માની, આત્મજ્ઞાનથી પરાડ્મુખ થઈ ઉપર ઉપરથી નદી, દેવમદિર વિગેરે તીર્થ ગણી, તેનેજ તરવાનો એકાત ઉપાય ગણે છે તે અજ્ઞાની છે અન્ય મતવાદીઓના શાસ્ત્રમા કહ્યુ છે કે—

इद तीर्थमिद तीर्थ. ये भ्रमति तमोवृता ॥
आत्मतीर्थ न जानन्ति. तेषा तीर्थ निरर्थकम् ॥ १ ॥

એ શ્લોક સમજી આત્માને તીર્થરૂપ ગણી તેનુ ધ્યાન કરવુ અતર દૃષ્ટિથી આત્મા દૃશ્ય છે, માટે તેનો અનુભવ કરવો જોઇએ

सुखमारब्धयोगस्य, वहिर्दुःखमथाऽऽत्मनि ॥
बहिरेवाऽसुख सौख्यमध्यात्म भावितात्मन ॥ ५२ ॥

અર્થ—યોગારભીને બાહ્યમા સુખ અને અતરમા દુખ લાગે છે અને સિદ્ધયોગીને અતરમા સુખ અને બહિર્ દુખ લાગે છે

વિવેચન—આત્મસ્વરૂપનો પ્રથમ અનુભવ

સિદ્ધ યોગી થવા સદ્ગુરૂ સગતિ કરી આત્મજ્ઞાન મહેવુ

तद्ब्रूयात्तत्परान् पृच्छेत्, तदिच्छेत्तत्परो भवेत् ॥
येनाऽविद्यामय रूप, त्यक्त्वा विद्यामय व्रजेत् ॥ ५३ ॥

અર્થ —તે જ બોલવુ અને તેનીજ પૃચ્છા કરવી, અને તેનીજ ઇચ્છા કરવી, કે જેથી અવિદ્યામય રૂપ તજાઇ વિદ્યામય રૂપ પમાય

વિવેચન —આત્મતત્ત્વને વિષે બોલવુ, અર્થાત્ તેની પારકા આગળ વાત કરી તેની સિદ્ધિ કરવી, તેમજ જેઓએ આત્મસ્વરૂપ જાણ્યુ છે, તેમને આત્મતત્ત્વની પૃચ્છા કરવી અને આત્મતત્ત્વનુ જ્ઞાન સપાદન કરવુ તેનીજ ઇચ્છા રાખવી, અર્થાત આત્મતત્ત્વનેજ પરમાર્થત સત્ય માનવુ અને આત્મસ્વરૂપમાજ નિમગ્ન થવુ એમ થવાથી બહિરાત્મ બુદ્ધિ સ્વરૂપ જે અવિદ્યા તેનો ત્યાગ કરીને આત્મા વિદ્યામય એટલે જ્ઞાનમય આત્મસ્વરૂપને પામે

સો કહિયે સો પૂછિયે, તામે ધરિયે રંગ ॥
યાતે મિટે અબોધતા, બોધ રૂપ વ્હૈ અંગ ॥૫૩॥

વિવેચન —તે જ આત્મસ્વરૂપ કથવુ, અને તે જ આત્મતત્ત્વની પૃચ્છા કરવી, અને તેમાજ ચોલ મજીઠના રંગની પેઠે રાગ ધારણ કરવો, કે જેથી અબોધતા ટળે અને જ્ઞાનસ્વરૂપમય આત્મા પોતાનુ સ્વરૂપ પામે જગતમા અજ્ઞાની લોકો ક્રોધ, માન, માયા, લોભની ઉત્પત્તિ થાય તેવા વચનો બો[illegible] કેટલાક લોકો ધનને અર્થે અહર્નિશ

ત્રણ યોગનો વિચાર 'યોગદૃષ્ટિ સમુચ્ચય' ગ્રંથથી વિશેષ પ્રકારે જાણવો.

**રહે યથાબલ યોગમેં, ગહે સકલ નય સાર ॥**
**ભાવ જૈનતા સો લહે, ચહે ન મિથ્યાચાર ॥૯૪॥**
**મારગ અનુસારી ક્રિયા, છેદૈ સો મતિહીન ॥**
**કપટક્રિયા બલ જગ ઠગે, સોભી ભવજલ મીન ॥૯૫॥**

**વિવેચન**—યથાશક્તિ યોગબળમા રહી, જે સકલ નયનો સારગ્રહણ કરે છે, તે મિથ્યાચારને ઇચ્છતો નથી, અને તે જ ભાવજૈનતા પામે છે નામ જૈન, સ્થાપના જૈન, દ્રવ્ય જૈન અને ભાવ જૈન, તેમા ભાવ જૈનતા સુખસ્થાન રૂપ છે તે પૂર્વોક્ત લક્ષણલક્ષિત જીવ પામે છે

મોક્ષમાર્ગને અનુસરનારી, અર્થાત્ મોક્ષમાર્ગમા સ્થિતિ કરાવનારી ક્રિયાનો જે છેદ કરે છે તે જીવ મતિહીન જાણવો તેમજ કપટથી ક્રિયાના બળે જગતને ઠગે, તે પણ સસાર સમુદ્રમા મત્સ્યની પેઠે પરિભ્રમણ કરે છે કપટથી જે જે ક્રિયા કરવામા આવે છે તે નિષ્ફલ જાય છે જ્યા સુધી મનમા કપટરૂપ કાળો નાગ બેઠેલો છે, ત્યા સુધી તેમા ધર્મ પ્રવેશ કરી શકતો નથી જ્યા સુધી મનમા કપટરૂપ અગ્નિ છે, ત્યા સુધી તેમા ધર્મના અકુર ઉગી નીકળતા નથી ક્રિયા રૂપ ચદ્રને ગ્રાસ કરવામા કપટ તે રાહુ સમાન છે જ્ઞાન રૂપ પર્વતને તોડવા કપટ વજ્ર સમાન છે, કામ રૂપ અગ્નિની વૃદ્ધિ કરવામા કપટ ઘૃત સમાન છે વ્રત રૂપ લક્ષ્મીનો ચોર પણ દભ જ છે એકેક માસના ઉપવાસ કરે અને

ઘર છે અને પરમા પ્રવૃતિ કરવી તે દુ ખની છાયા છે. જ્ઞાની નિરપક્ષપણે વર્તી પરમા પ્રવૃત્તિ કરતો નથી વસ્તુ ગતે વસ્તુસ્વરૂપ પામતા જ્ઞાનીને વાદવિવાદ રહેતો નથી

ઉદાસીનતા સુરલતા, સમતારસ ફળ ચાખિ ॥
પરપેખનમે મતપરે, નિજમે ગુણુ નિજ રાખિ ॥૯૮॥
ઉદાસીનતા જ્ઞાન ફલ, પર પ્રવૃત્તિ હૈ મોહ ॥
શુભ જાનો સો આદરો, ઉદિત વિવેક પ્રરોહ ॥૯૯॥

ભાવાર્થ—ઉદાસીનતા તે સુરવેલડી છે, તેનુ ફળ સમતારસ રૂપ જાણુવુ ઉદાસીનતા સેવી, સમતા ફળનો રસ હે ભવ્ય ! તુ ચાખ સમતાફળ રસના આસ્વાદનથી તુ અનત સુખ પામીશ માટે હે ભવ્ય ! પોતાના સ્વભાવમા રમી, પર પેખવામા પડીશ નહિ ઉદાસીનતા જ જ્ઞાનનુ ફળ છે અને પરમા પ્રવૃત્તિ કરવી તેજ મોહ છે ઉદિતવિવેકપ્રરોહ જેને છે એવા ભવ્યો એમાથી સારૂ જાણો તે આદરો

દોધિક શતકે ઉધરયું, તન્ત્ર સમાધિ વિચાર ॥
ધરો એહ બુધ કઠમેં, ભાર રતનકો હાર ॥ ૧૦૦॥
જ્ઞાન વિમાન ચારિત્ર પવિ, નંદન સહજ સમાધ ॥
મુનિ સુરપતિ સમતા સચી, રગે રમે અગાધ ॥ ૧૦૧॥
કવિ જશવિજયેં એ રચ્યો, દોધિક શતક પ્રમાણ ॥
એહ ભાવ જો મન ધરે, સો પાવે કલ્યાણ ॥ ૧૦૨ ॥

વિવેચન ... નો ઉદ્ધાર દોધિક છ

મમતાસે લરતે દીન જાવે, સમતા નહિ કોઊ સાથ લરીરી;
મમતા હેતુ બહુતહે દુશ્મન, સમતાકો કોઇ નહિ
અરીરી ચેતન૦ ૩

મમતાકી દુરમતિ હે આલી, ડાયણ જગત અનર્થ કરી
સમતાકી શુભ મતિ હે આલી, પર ઉપગાર ગુણસે
ભગીરી ચેતન૦ ૪

મમતા પુત ભયે કુલખંપણ શોક વિયોગ મહા
મછરીરી,
સમતા સુત હોયગા કેવલ, ગ્હેગો દિવ્ય નિશાન
ઘુરીરી ચેતન૦ ૫

સમતા મગન હોયગો ચેતન, જો તું ધારીશ
શિખ ખરીરી,
સુજસવિલાસ લહેગો તો તુ, ચિદાનન્દઘનપદવી
વરીરીઃ ચેતન૦ ૬

ભાવાર્થ પદનો સુગમ છે એવી સમતારૂપ ઇન્દ્રાણીની સાથ મુનિરૂપ ઇન્દ્ર મહાકાળ અખંડ સુખ ભોગવે છે સમતાની સાથે રમતા ચેતન મગ્ન થાય છે માટે હે ચેતન! તુ પણ સમતાનો સંગ કર સમતા સદા અખંડ નવયૌવનને ચાહે છે સમતા ચેતનથી જુદી રીસાતી નથી, તેમ સમતાની પ્રાપ્તિ થતા, ચૌદ રાજલોકના જીવ પણ કદી રીસાતા નથી સમતાના સંગે જે આનંદ ચેતનને મળે છે, તેનુ વર્ણન કદાપી કાળે થઇ શકનાર નથી સમતા છે

અનુભવીને એટલુ આનન્દમા રહેવુ રે
સુખદુઃખ આવે ત્યારે સમભાવે સહેવુ રે,
કોઇને કાઇ ન કહેવુ રે                    અનુભવી ૧

પરમાત્મા રૂપ જ શરીરમા રહેલા આત્માને માની અનુભવી શ્વાસોશ્વાસે આત્માનુ સ્મરણ કરે છે 'સોડ્હં' એટલે જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ રત્નત્રયીનો ધારક અસખ્ય પ્રદેશી પરમાત્મા તે જ હુ છુ, એમ અજપાજાપે હસ પોતાના સ્વરૂપે નિર્મલ પ્રકાશે છે 'સોડહ સોડહ' એ પ્રમાણે ધ્યાન ધરતો સહજ સમાધિ ભાવને આત્મા પામે છે યોગવિદ્યાના જ્ઞાતા શ્રી ચિદાનદજી મહારાજ યોગાનુભવ પ્રમાણે, સોહ શબ્દથી ધ્યાન કરતા, આત્માની જેવા સ્થિતિ થાય છે તેવી પદ દ્વારા જણાવે છે—

પદ.

સોડહં સોડ્હ સોડહ સોડ્હ સોડહં સોડહ રટના
લગીરી—સોડ્હ,
ઇગલા પિંગલા શુષમણા સાધકે, અરુણ પતિથિ પ્રેમ
પગીરી,
બકનાલ ખટચક્ર ભેદકે, દશમદ્વાર શુભજ્યોતિ જગીરીઃ
સોડહ૦ ૧
ખુલત કપાટ ઘાટ નિજ પાયો, જન્મ જરા ભય
ભીત ભગીરી;
કાચશકલ દે ચિન્તામણિ લે કુમતી કુટિલકુ સહજ
ઠગીરીઃ સોડહં૦ ૨

વિવેચન —જે કોઇ આત્માઓ સિદ્ધ થયા છે, તે ભેદ વિજ્ઞાનથી, અને જે કોઇ જીવ સસારમા બધાયા છે, તે ભેદ વિજ્ઞાનના અભાવથીજ જાણવા ભવ્યજીવ ભેદજ્ઞાન પામી, અલ્પકાળમા સસારસમુદ્ર તરી જાય છે ભવ્યજીવ સ્વસ્વરૂપાભિમુખ થઇ અધ્યાત્મભાવનામા જીવન ગાળે છે અને અધ્યાત્મચિતન, અધ્યાત્મદશામા રમણુ, એ મોટામા મોટો ધર્મ છે અતરદૃષ્ટિથી જેતા આત્મિકધર્મ જ ખરેખર મોટો ધર્મ જણાય છે ચર્મચક્ષુથી ધર્મ માર્ગ જેતા સકલ સસારી જીવો ભૂલ્યા છે શ્રી આનન્દઘનજી મહારાજ કહે છે કે—

ચરમ નયણ કરી મારગ જોવતારે, ભૂલ્યો સયલ સસાર,
જેણે નયણે કરી મારગ જોઇએરે, નયણ તે
દિવ્ય વિચાર
પંથડો નિહાળુરે બીજા જિન તણોરે

સારાશ કે અધ્યાત્મદશા એ પરમપથનો ઉત્કૃષ્ટ માર્ગ છે અન્યત્ર પણ કહ્યુ છે કે —

यावज्जीवं सदाकाल, नयेद यात्मचिन्तया ॥
किंचिन्नावसर दद्यात्, कामादीना मनागपि ॥ १ ॥

સદાકાલ સર્વજીવન અધ્યાત્મ-ચિન્તવનથી ગાળવુ કા આદિ શત્રુઓને હૃદયમા પ્રવેશ કરવાનો જરા માત્ર પણ સમય આપવો નહિ કામ! તુ દૂર થા, ક્રોધ! તું દૂર થા એમ બોલી કામ, ક્રોધને કાઢવા માટે જે પ્રયત્ન કરવો તે ખોટો

અનન્તપ્રદેશી છે, અરૂપી છે, અક્રિય છે, અચેતન છે ચોથુ પુદ્ગલાસ્તિકાય દ્રવ્ય લોકાકાશ વ્યાપી છે, અને તેનામા વર્ણ, ગધ, રસ અને સ્પર્શગુણ રહેલા છે તે રૂપી છે, અચેતન છે, સક્રિય છે, પુરણ, ગલન, સડણ, પડણ, વિધ્વસન સ્વભાવવાળુ પુદ્ગલ દ્રવ્ય છે પુદ્ગલ પરમાણુઓ અનત છે પુદ્ગલ પરમાણુ ભેગા મળતા સ્કધ થાય છે પુદ્ગલ સ્કધના બે ભેદ છે એક સચિત્ત પુદ્ગલ સ્કધ અને બીજા અચિત્ત પુદ્ગલસ્કધ છે, તેમા જીવને લાગેલા જે સ્કધો તે સચિત્ત સ્કધ કહેવાય છે, અને જીવથી જૂદા જે સ્કધો છે તે અચિત્ત સ્કધ કહેવાય છે પાચમુ જીવદ્રવ્ય છે ચારિત્રાદિ જીવના ગુણો જાણવા, લોકાકાશમા વ્યાપીને જીવદ્રવ્ય રહે છે તે અરૂપી છે, સચેતન છે, સક્રિય છે જીવદ્રવ્ય અનતા છે જીવના બે ભેદ છે (૧) સસારી અને (૨) સિદ્ધ જીવ જાણવા છઠું કાલદ્રવ્ય છે, તે ઉપચારથી દ્રવ્ય જાણવુ એ ષડ્દ્રવ્યમા અનત ગુણપર્યાય રહે છે, તેનુ વિસ્તારથી સ્વરૂપ જોવું હોય તો આગમસાર વિગેરે ગ્રથો જોવા અત્ર તેનો વિસ્તાર કર્યો નથી એ ષડ્દ્રવ્યમા આત્મદ્રવ્ય ઉપાદેય છે અને બાકીના દ્રવ્ય હેય, એટલે ત્યાગ કરવા યોગ્ય છે તેમા પણ ધર્માસ્તિકાય તથા અધર્માસ્તિકાય તથા આકાશાસ્તિકાય એ ત્રણ દ્રવ્યથી આત્મગુણનો ઘાત થતો નથી, કર્મરૂપ જે પુદ્ગલદ્રવ્ય છે તેનાથી આત્માના ગુણનો ઘાત થાય છે

શિષ્ય પ્રશ્ન—કર્મ રૂપ જે પુદ્ગલ સ્કધો છે, તે તો અચેતન છે, તે તો કઈ સમજતા નથી, તો તે આત્મગુણોનો

જોગ લઇ પર આશ ધરત હે, યાહી જગમેં હાસી;
તુ જાને મે ગુનકુ સંચુ, ગુનતો જાવે નાસી.
ચેતન૦ ૪

પુદ્ગલકી તું આસ ધરત હે, સોતો સબહિ વિનાશી,
તુંતો ભિન્નરૂપ હે ઉનતેં, ચિદાનન્દ અવિનાશી.
ચેતન૦ ૫

ધન ખરચે નર બહુત ગુમાને, કરવત લેવે કાશી,
તોભી દુ ખકો અન્ત ન આવે, જો આશા નહીં
ધાસી ચેતન૦ ૬

સુખજલ વિષમ વિષય મૃગતૃષ્ણા, હોત મૂઢમતિ
પ્યાસી, વિભ્રમભૂમિ ભઇ પર આસી, તું તો
સહજ વિલાસી ચેતન૦ ૭

યાકો પિતા મોહ દુ ખ ભ્રાતા, હોત વિષયરતિ માસી,
ભવ સુત ભરતા અવિરતિ પ્રાની, મિથ્યામતિ એ
હાંસી ચેતન૦ ૮

આસા છોર રહે જો જોગી, સો હોવે શિવ વાસી,
ઉનકો સુજસ બખાને જ્ઞાતા, અન્તરદૃષ્ટિ પ્રકાશી.
ચેતન૦ ૯

ભાવાર્થ સુગમ છે શ્રી ઉપાધ્યાયજીની વાણી અતિ ગંભીર છે; બાહ્ય આશા ધરતા, પ્રાણી કદી સુખી થતો નથી. ઝાંઝવાના જળની સમાન બાહ્ય પદાર્થો પોતાના કદી થયા

કર આસન ધરે શુચિસમ મુદ્રા, ગહિ ગુરુગમ એ જ્ઞાન;
અજપાજાપ સોહં સમરન શુભ, કર અનુભવ રસ
પાન આતમ૦ ૪

આતમધ્યાન ભરતચક્રી લહ્યો, ભવન આરીસા જ્ઞાન,
ચિદાનન્દ શુભધ્યાન યોગે જન, પાવત પદ નિરવાણુ
આતમ૦ ૫

ભાવાર્થ સુગમ છે આ પદમા પિંડસ્થ ધ્યાનની સિદ્ધિ અર્થે ક્રમ દર્શાવ્યો છે રેચક, પૂરક અને કુંભક એ ત્રણ પ્રકારે પ્રાણાયામની સ્થિતિ છે આ પ્રમાણે આત્મધ્યાન કરતો જીવ મોક્ષપદની પ્રાપ્તિ કરે છે સાધ્યપદ મોક્ષપદ છે આત્મા તે જ પરમાત્મા છે આત્માની પરમાત્મપદપ્રાપ્તિમા આઠ કર્મ અંતરાય કરનાર છે જેમ ઘાસની મોટી ગંજી હોય તેમા જરા લેશ માત્ર અગ્નિ મૂકવામા આવે, તો તે બળીને ભસ્મ થઇ જાય છે, તેમ આઠ કર્મ પણ ધ્યાનાગ્નિથી બળીને ભસ્મ થઈ જાય છે માટે ભવ્ય જીવો ! આત્મધ્યાનનો બહુ ખપ કરજો પરભાવથી પાછા હઠજો આયુષ્ય સ્થિતિનો ભરૂસો નથી, દુનિયામાની કોઇ વસ્તુ પરભવમા સાથે આવનાર નથી, એમ નિશ્ચયથી માનજો રાજા, રંક, શેઠ, ભોગી, રોગી, આદિ સર્વ શરીર છોડી પરગતિ ભજનારા થયા આત્મા રૂપ પરમાત્માનુ ભજન એટલે સેવન કરી લેવુ સારમા સાર પરમાત્મસ્વરૂપનુ ભજન જાણુવુ નિશ્ચયનય હૃદયમા ધારણુ કરવો અને વ્યવહારનયથી વર્તવું શબ્દનય, સમભિરૂઢનય તથા એવભૂતનય તે નિશ્ચયનયના ભેદ છે અને નૈગમનય, સંગ્રહનય, વ્ય-

ઈત્યાદિ સર્વ વ્યવહારની કરણીનુ અવલબન ભવ્ય જીવોએ કરવુ સર્વ કરતા મુનિપણુ અગીકાર કરવું એ મોટામા મોટો મોક્ષમાર્ગ છે અનેક પ્રકારે પાપની ઉપાધિનો વ્યવહાર છે, તે દીક્ષા અગીકાર કરવાથી દૂર થાય છે દીક્ષાગ્રહણ કરી અનેક જીવો સંસાર સમુદ્ર તરી ગયા, અને તરી જશે કયા સૂર્ય ! અને કયા ખદ્યોત ! તેમ કયા મેરૂપર્વત ! અને કયા સરસવનો દાણો ! તેમજ કયા સ્વયભુરમણ સમુદ્ર ! અને કયા ખાબોચિયુ ! તેમજ કયા ઇન્દ્ર ! અને કયા વિષ્ઠાનો કીડો ! તેમજ કયા નરક ! અને કયા સ્વર્ગ ! તેમજ કયા ચિતામણિ રત્ન ! અને કયા કાચનો કટકો ! એમા જેટલુ અતર છે, તેટલુજ ગૃહસ્થ અને મુનિપણામા અતર છે મુનિ થવા સદા કાળ ભવ્ય જીવોએ હૃદયમા ભાવના ભાવવી **જેના મનમા મુનિ થવાની ભાવના નથી, તે મનુષ્ય શ્રીવીતરાગદેવની વાણીમા શ્રદ્ધાળુ નથી એમ** સમજવુ –શ્રીજિનેશ્વરના વચનની શ્રદ્ધા કરવી, શ્રીજિનના વચનમા શકા કરવી નહિ, શુદ્ધ શ્રદ્ધા રાખવી, ગુરુગમ લઈ ષડ્દ્રવ્યના સ્વરૂપનુ જ્ઞાન કરવુ, સદાકાળ ક્ષયોપશમ જ્ઞાન દ્વારા ધ્યાન પ્રવાહધારા હૃદયમા વહેવરાવવી ષડ્દ્રવ્યનુ નયનિક્ષેપાથી જ્ઞાન થતા, નિશ્ચય સમકિત પ્રગટે છે, માટે દ્રવ્યાનુયોગી ગીતાર્થના ચરણકમળ સેવવા આ કાળમા પણ એકાગ્રચિત્તથી પ્રમાદ પરિહરી, આત્મસાધન કરવામા આવે તો અલ્પભવમા મુકિતની પ્રાપ્તિ થાય છે રાગ, દ્વેષની ક્ષીણતા અધ્યાત્મજ્ઞાનથી વિશેષ થાય છે અધ્યાત્મજ્ઞાનથી સહજાનદ પ્રગટે છે અધ્યાત્મભાવનાથી આત્માને નિશ્ચય થાય છે અને કાળભય પણ મટી જાય છે

ગુરુગમથી ધારી લેવો જે ભવ્ય અધ્યાત્મજ્ઞાની છે, તે સહ-
જાનદનો ભોકતા અવશ્ય બને છે કેટલાક અધ્યાત્મજ્ઞાનના
કંઇક-જ્ઞાતા થઈ, વ્યવહાર માર્ગ ઉપર અરુચિ ધરાવે છે
અને સાધુ, સાધ્વી કરતા પણ પોતાને ગૃહસ્થાશ્રમી છતા
મોટા સમજે છે, તે મિથ્યાજ્ઞાનમા પડયા છે એમ જાણવુ
તથા કોઇક એમ કહે કે સાધુ, સાધ્વી હાલ કયા છે? તો
તેના વચનથી સમજવુ કે તે મહામિથ્યાત્વી છે, તેવી
કુશ્રદ્ધાવાળાનો સગ કરવો નહિ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવના
અનુસારે હાલ પણ સાધુ, સાધ્વીનો માર્ગ વિદ્યમાન છે જે
અધ્યાત્મી પૂર્ણ હોય તે સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ
તીર્થને અવશ્ય માને છે અને તીર્થકર સમાન લેખે છે
પ્રસન્નચંદ્રરાજર્ષિની પેઠે વેષ પણ ધર્મનુ રક્ષણ કરનાર
થાય છે જ્યારે પ્રસન્નચદ્રરાજર્ષિના મનમા દુર્ધ્યાન થયું
ત્યારે અતે લડાઇ મનમા ને મનમા કરી, અતે શત્રુને મા-
રવા મુકુટ ઉપાડયો, પણ મસ્તકે તો મુડ હતા, તેથી પછી
દીક્ષાવસ્થાની યાદી આવી અને પશ્ચાત્તાપ કરવા લાગ્યા
નિર્મલ ભાવના ભાવતા શુકલ ધ્યાનની પ્રાપ્તિથી કેવલજ્ઞાન
પામ્યા તેમ અન્ય ભવ્ય જીવોને પણ વેષ ધર્મમા સ્થિર કરે
છે, માટે દ્રવ્યથી પણ મુનિપણુ પામવુ મહાદુર્લભ છે, મોટા
પુણ્યના ઉદયથી પમાય છે, માટે સાધુ સાધ્વીની ભક્તિ
કરવી સારાશ કે અધ્યાત્મજ્ઞાન પામી વ્યવહારનો ઉચ્છેદ
કરવો નહિ વ્યવહાર અને નિશ્ચયનય છે તે ચદ્ર અને
સૂર્યની માફક સદાકાળ વિજયવતા વર્તે છે આ સમાધિશતક
ગ્રથનુ પુન પુન- વાચન કરવુ, મનન કરવુ. આ ગ્ર
મનન યોગે - સમાધિભાવરૂપ સ્વભાવનો

ચાકરીના દૃષ્ટાંત પેઠે અત્ર સમજવું આત્માર્થી જીવોએ વરાગ્યથી આત્માને ભાવવો શ્રાવકવ્રત તથા મુનિવ્રતનો આદર કરવો સામાયિક, પૌષધ, પ્રતિક્રમણ, પ્રભુપૂજા કરવી ગુરુવંદન તથા ગુરુવૈયાવચ્ચ તથા ગુરુની ભક્તિ કરવી સાધુ તથા સાધ્વી શ્રાવક તથા શ્રાવિકાનું બહુ માન કરવું, તીર્થયાત્રાઓ કરવી, આસ્રવ હેતુઓનો ત્યાગ કરવો, સદ્‌ગુરુની પુનઃ પુન સંગતિ કરવી, વ્યવહારધર્મ તથા નિશ્ચયધર્મનું જ્ઞાન કરવું, વ્યવહાર અને નિશ્ચય ધર્મનો આદર કરવો, જ્ઞાનદાન ભવ્ય જીવોને આપવું, જ્ઞાન ક્રિયાનું અવલંબન કરવું ક્ષયોપશમભાવીય જ્ઞાનનું ફળ ધ્યાન છે, અને ધ્યાનનું ફળ તે અનુભવ જ્ઞાન તથા કેવલજ્ઞાનાદિ ગુણોની પ્રગટતા જાણવી નિશ્ચય ધર્મનું વર્ણન છે, તે નિશ્ચય ધર્મનો આદર કરવાને માટે છે, પણ વ્યવહાર ધર્મના ખંડન માટે નથી તેમ વ્યવહાર ધર્મનું વિશેષથી પ્રતિપાદન છે, તે વ્યવહાર ધર્મ જે શ્રાવક તથા સાધુઓનો ધર્મ છે તેના અંગીકાર માટે છે, પણ તે વ્યવહાર ધર્મનું વર્ણન કંઈ નિશ્ચય ધર્મના ખંડનના અર્થે નથી વ્યવહાર તથા નિશ્ચય ધર્મની મુખ્યતા તથા ગૌણતા સાપેક્ષ બુદ્ધિથી પ્રત્યેક જીવના અધિકાર પ્રમાણે જાણવી વ્યવહાર ધર્મ છે, તે નિશ્ચય ધર્મનું કારણ છે સાપેક્ષ બુદ્ધિથી સર્વ સત્ય છે ઉપશમભાવ તથા ક્ષયોપશમભાવ તથા ક્ષાયિકભાવમા આત્મિક ધર્મ માનવો કાલ, સ્વભાવ, નિયતિ, કર્મ અને ઉદ્યમ એ પંચ કારણથી કાર્યની [illegible] સમ્મતિ તર્કમા કહ્યુ છે

# श्री आत्मशक्तिप्रकाशग्रंथ

## ॐ अर्हम्.

मंगलम्

नत्वा जिनाधीश पार्श्व, पार्श्वयक्षेण पूजितम् ॥
आत्मशक्तिप्रकाशोऽयं, ग्रन्थो वितन्यते मया ॥

સ્વસ્વરૂપથી અભિન્ન, અનંતગુણાધીશ સદ્ગુરુ પર-
માત્માને આત્મોપયોગ પૂર્વક માંગલ્ય પ્રસંગમાં સહસ્રશ વંદું
છું, નમું છું, સ્તવું છું, સ્મરૂં છું

જગતના પ્રેમી બંધુઓ તમને એક વસ્તુ જે તમારા
દેહમાં વિદ્યમાન છે, તેની પ્રાપ્તિ થઇ નથી ત્યાં સુધી તમો
સત્ય, શાંતિ-આનંદ મેળવી શકવાના નથી

જેની વિદ્યમાનતાએ તમો હાલી ચાલી શકો છો,
ફરો છો, ખાઓ છો, પીવો છો, તે અમૂલ્ય વસ્તુ

છે તે સર્વથી ખેચી લઇ જરા આત્મશક્તિ તરફ આ-
નદ અર્થે વૃત્તિ વાળો નકકી તમો જે રૂપે છો, ત્યા તમો
આવી જશો

દુ ખનો નાશ કરવા અર્થે તથા સુખને પ્રાપ્ત કરવા
અર્થે પ્રત્યેક મનુષ્યને આત્મશ્રદ્ધા કેળવવાની ઘણી અગ-
ત્ય છે. રક મનુષ્યની રકતાનુ દુ ખ, તેને ધન અર્પીને
ટાળવા તમો પ્રયત્ન કરો છો તો તે દુ ખ ટળે છે ખરૂ,
પણુ તે થોડા કાળ પર્યતજ ભૂખ્યાને ભોજન આપી તમે
તૃપ્ત કરો છો તો તેની ક્ષુધાનુ દુ ખ ટળે છે ખરૂ, પણુ તે
એક ટકનુ કે એક દિવસનુજ આત્મશ્રદ્ધાથી રહિત અને
દુ:ખથી પીડિત રહેવાનો આમ હોવાથી ધનદાન, અન્ન-
દાન વિગેરે પદાર્થોનુ દાન અક્ષય સુખને માટે નથી, પરતુ
દરેક મનુષ્યોના નિરતરના સર્વ પ્રકારના દુ ખને ટાળ-
નારી આત્મશ્રદ્ધાને પ્રગટાવનારૂ જે કામ છે, તેનુ દાનજ
સર્વોત્તમ દાન છે એવુ દાન અર્પનારા પરમગુરુને પુન
પુન નમસ્કાર થાઓ

અમુક કામ તમે નહિ કરી શકો, એવું ટાટિયા
ભાગી નાખનાર વચન કોઇની આગળ ખધુઓ વદશો નહી
આત્મશ્રદ્ધા પ્રગટાવવી એ મોટામા મોટુ દાન છે તો
આત્મશ્રદ્ધાનો નાશ કરવો એ મોટામા મોટુ પાપ
છે જ્યા જાઓ, જેની સાથે બેસો, જેની સાથે વાત કરો,
ત્યા આત્મશ્રદ્ધાની પ્રગટતાના વચન વદો જેની સાથે સ-
બધ થાય તેને આત્મશ્રદ્ધા પ્રગટે એમ વાણી વ્યાપાર ચ-
લાવો નક્કી તમે જગતનો ઉદ્ધાર ...ો.

નથી, અને અતૃપ્તિ અને અશાંતિની અગ્નિની મહાજ્વાળાઓ પ્રતિક્ષણે 'ચિંતારૂપ' વાયુથી ભભુકા મારતી તમારૂં હૃદય બાળે છે, તેનો અનુભવ તમે નથી જોયો વારૂ તેમ છતાં અંતરમાં સુખ છે એ ભાન ભૂલી તમો કયાં ફાંફાં નથી મારતા? આ શું જણાવે છે કે તમને આત્મશ્રદ્ધા નથી

આત્મસ્વરૂપ પ્રતિ વળવું આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું, અને આત્મસ્વરૂપમાં રમવું એ વિના વ્યવહારિક વા પારમાર્થિક સુખનો ઉદય નથી

પણ આત્મસ્વરૂપ પ્રતિ વળવું શી રીતે? આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું શી રીતે? તેના કંઇ ઉપાયો કહેશો? આત્મજ્ઞાન સુખનું નિધાન છે એવું સાંભળી સાંભળીને હમારા કાન બહેરે મારી ગયા છે સઘળા મહાત્માઓ કહે છે કે આત્મજ્ઞાન પ્રાપ્ત કરો 'પ્રાપ્ત કરો' એમ લાંબા હાથ કરી કરીને કહે છે પ્રત્યેક ગ્રંથોમાં પણ તેમ લખાયું છે, પણ આત્માનું જ્ઞાન અમારા જેવાએ શી રીતે લેવું તેનો કોઈ પણ ઉપાય બતાવે છે?

ઉપાયમાં કહેવું પડશે—મનની શાંત અક્રિય અવસ્થા કરવી

श्लोक

चित्तमेव हि संसारो, रागादिक्लेशवासितम् ॥
तदेव तैर्विनिर्मुक्त, भवान्त इति कथ्यते ॥ १ ॥

અક્રિય થાઓ તમો પોતેજ પરમાત્મા છો એમ સ્વાનુભવથી જાણશો

વડ કરી રાખો કોઇ ગમે તેવા અગત્યના કામ માટે મળવા આવે તો પણ તેને મળશો નહિ

જે સ્થાનમા તમો બેસો તે સ્થાન સ્વચ્છ હવાવાળુ રાખજો અન્યજનોના શબ્દો સભળાય નહી તેવી સગવડ કરજો દશાગધૂપ વિગેરે કરજો પશ્ચાત્ બીછાનુ ગરમ વાપરજો હૃદયમા ઉત્સાહની જાગૃતિ કરી સદ્ગુરુનુ કેટલીક વખત સુધી સ્મરણ કરી પચાગનમસ્કાર મનોદ્વારા કરજો હવે તમે તમારા આત્મા પ્રતિ વૃત્તિ દોરજો આત્મસ્વરૂપનો અનુભવ સર્વથા પ્રકારે અક્રિય થવાથી થાય છે અને સર્વ-થા પ્રકારે શરીર, ઇદ્રિયો અને મનને ક્રિયારહિત સ્થિર કરવા સ્થિર થતા મનમા વિચારો જુદા જુદા સપાસપ પ્રવેશ કરશે તેને આત્મપ્રતિ લક્ષ દેઈ વારજો જ્યારે તમે શરીરને કોઈ પણ ક્રિયા કરવા દેતા નથી, પણ તેને એકજ સ્થિતિમા લાબો સમય પડી રહેવા દો છો, ત્યારે ઇદ્રિયો તથા મન આપોઆપ અર્ધ ક્રિયારહિત થઇ જાય છે, એ તમે જાણતાજ હશો આથી શરીરને અક્રિય કરવા માટે પદ્માસન વા સિદ્ધાસન કે એવુ બીજુ કોઈ આસન, યોગનુ તમને અનુકૂળ લાગે તે કરજો શરીર અવયવોને બહુ તગ ન રાખશો, પણ સિદ્ધા ટટાર બેસતા છતા શરીરના સર્વ ગાત્રને શિથિલ કરજો કારણ કે શરીરની શિથિલ અવસ્થામા શરીરને વિશ્રાતિ મળે છે આસન વાળીને પૂર્વાભિમુખ વા ઉત્તરાભિમુખ બેસજો શરીરની ક્રિયામાત્રથી રહિત થજો એક પણ અવયવને હલાવશો નાહ નેત્રની દૃષ્ટિને બે ભ્રની મધ્યમા સ્થાપજો

ત્રણ કલાક સુધીની લક્ષવૃત્તિ ત્રિપુટીમા રહે એ કઈ એક
દિવસમા બનવાનુ નથી કેરીનો ગોટલો વાવ્યો એટલે તુરત
ને તુરત શાખીઆ ખાવા એવી બુદ્ધિ જો તમારી વર્તતી
હોય તો આ માર્ગના તમે અધિકારી નથી પ્રતિદિન અ
ભ્યાસ કરતા કરતા તમે મિનિટ બે મિનિટ વધવાના ટી
ટોડીના સાહસની પેઠે તમો સાહસ મૂકશો નહી તમારી
આગળ એ ત્રાટકનુ માહાત્મ્ય અને તેનો અનુભવ હાલ
હુ જાણતા છતા પણ મૂકવાનો નથી, કારણ કે મારો
અતરાત્મા તે સ્વરૂપ લખી દેવાની ના કહે છે એ સ્વરૂ
પની વાર્તા તો શિષ્યની યોગ્યતા પ્રમાણે કહેવાય છે અને
યોગ્યતા થઈ છે, તેને હવે દેશકાળ ભાવથી કેટલા સાધન
પ્રાપ્ત કરાવવા જોઇએ તે ગુરુના હાથમા વાત છે ગુરુ વિના
પોતાની મેળે જે સાહસ ઉઠાવે છે તે ખરૂ તત્ત્વનુ રહસ્ય પામી
શકતા નથી અને ઉલટા ભ્રષ્ટ થાય છે હવે આ વાત અહીંથી
રહેવા દેઈ તમને હવે કરવા લાયક સતક્રિયા જણાવુ
છુ પૂર્વોક્તરીત્યા ભ્રુમધ્યમા સ્થિર દૃષ્ટિ રાખી તમો ધ્યાન
વૃદ્ધિ અર્થે પ્રયત્ન કરશો નાસિકાદ્વારા શ્વાસ લેવાની ટેવ
પાડશો નાસિકાદ્વારા શ્વાસોશ્વાસ ગ્રહનાર મૂકનાર પુરુષ
આરોગ્ય તથા બળને પ્રાપ્ત કરે છે, અને મુખવાટે નિરતર
શ્વાસ લેવા મૂકવાથી નિર્બલતાને શરણ થવુ પડે છે અને
અનેક વ્યાધીઓનો ઉત્પત્તિ પ્રસગ પામે છે

પ્રાણાયામનો અભ્યાસ કરનારાઓએ નાકવાટે
શ્વાસની ક્રિયા કરવાની છે અને બીજાઓને નથી, એમ નથી
સર્વને માટે આ નિયમ છે કોઈ પણ મનુષ્ય પ્રાણાયામનો

નખાવી, આકાશમા અધર રહી લોકોને ઉપદેશ પણ પ્રાણનો નિરોધ કરી આપતા હતા એ શુ સૂચવે છે? તેઓ પ્રાણાયામ અનેક પ્રકારનો જાણતા હતા, અને દરેક નાડીઓના પ્રાણને સ્તભન કરવાની સૂક્ષ્મ કળાઓ દૃઢ સાહસથી તેમણે પ્રાપ્ત કરી હતી શ્રી ચિદાનદ વા કર્પૂરચદજી મહારાજ પણ આત્મશક્તિ તરફ વળતા પ્રાણાયામની સારી ક્રિયા કરી શકતા હતા, અને તે યોગીરાજની પદવી પામ્યા છે તેમણે ચિદાનદ સ્વરોદય નામનો ગ્રથ બનાવ્યો છે તેની અદર સ્વર સબધી પોતાના અનુભવ પ્રમાણે મારૂ ધ્યાન આપ્યુ છે અને તેમાના લેખ સર્વ તે પ્રમાણે અનુભવથી ખગ પડે છે થોડા સૈકાથી જૈનોમાથી આધ્યાત્મિક વિદ્યા નષ્ટ થઈ અને થતી જાય છે જૈનોમા કોઇ તે સબધી કઈ પ્રયત્ન કરે છે તો કેટલાક મૂર્ખાનદો એમ કહે છે કે આવુ તો આપણામા નહોતુ પણ તે જાણતા નથી કે કેવલ જ્ઞાનીની દૃષ્ટિમા કયી બાબત અજાણી છે? શુ પ્રાણાયામ કરવાની ક્રિયા જૈનોમા નથી, એમ કોઇ કહેશે? ના શી રીતે કહી શકાય હજારો પુરાવા મોજુદ છે પ્રતિષ્ઠા વખતે વા મત્રના જાપ વખતે અમુક પદ્માસન વા સિદ્ધાસન કરવું, એ પણ જૈનોના ગ્રથથીજ સિદ્ધ થાય છે આત્મજ્ઞાન મેળવવાને માટે શરીર સ્વાસ્થ્યતાની પણ જરૂર છે અને તે શરીર સ્વાસ્થ્યતા માટે પ્રાણાયામ આદિની પણ જરૂર છે એવું સમજીને કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચદ્ર આચાર્યજીએ આપણા ઉપર મોટો ઉપકાર કર્યો છે માટે તેમની આજ્ઞા મસ્તકે ચડાવવી હવે મૂળ પોઇટ ઉપર આવી તેનુ વિવેચન કરીએ.

અટકાવે છે મુખમા આમાનું કશુ જ નથી અને તેથી શ્વાસો-શ્વાસ લેતા રોગના કારણો ઠેઠ ફેફસામા પ્રવેશી જાય છે. કસરતની વખતે મનુષ્ય મુખથી હાફે તો હરકત જેવુ નથી અન્યથા હાનિકર છે

હવાને શુદ્ધ થવાનુ જે નાસિકાયત્ર તે દ્વારા થઈને હવા શ્વાસ નલીકામા પ્રવેશ કરતી નથી, ત્યા સુધી તે ફેફ્સામા પ્રવેશ કરવાને કદી યોગ્ય થતી નથી કોઈ પ્રસ ગે નાસિકાયત્રને ગણકાર્યા વિના કચરો આગળ જાય છે ત્યારે અ તરની શકિત છીક લાવીને ફેફસાનુ રક્ષણ કરે છે, અને એક ધકકો મારીને મળને બહાર કાઢી નાખે છે

આપણા નિત્યના પીવાના જળમા અને જળની વરાળ કરીને તે વરાળ બનાવેલા પાણીમા જેટલો ભેદ પડે છે, તેટલોજ ભેદ બહારની હવામા અને નાસિકાદ્વારા શુદ્ધ થઇને ફેફસાની અ દર ગયેલી હવામા છે એક સ્વચ્છ હવા છે, બીજી અસ્વચ્છ હવા છે મુખથી શ્વાસ લેનાર અશુદ્ધ હવા ગ્રહણ કરે છે અને નાસિકાથી શ્વાસ લેનાર શુદ્ધ હવા ગ્રહણ કરે છે કેટલાક લોકો નાસિકાના છિદ્ર દ્વારા જળ પીવે છે અભ્યાસ વધતા એક ઝારી જળથી ભરી તેનુ નાળચુ નાકના છિદ્રમા મૂકી આખી ઝારી સુખપૂર્વક પી શકાય છે આથી ચક્ષુના તથા મસ્તકના વિવિધ વ્યાધિઓ નાશ પામે છે

, સમજો [illegible] નાસિકા દ્વારા શ્વાસોશ્વાસ જીવનનો કેટ [illegible] ? ત્યારે હવે પ્રાણ

દૂધ ઘીનો મહાવરો રાખજો મળ સાફ ઉતરે એટલુ અત્રે જોવાનુ છે આ પ્રમાણે ક્રમ બાર મહિના સુધી પ્રથમ ગૃહસ્થાવાસમા હો તો ચલાવો

તમારી આ ક્રિયાની શરૂઆતમા સૂચના કે તમો સર્વ જીવો ઉપર પ્રેમભાવના રાખતા શીખજો જગતમા કોઇ હાથી હોય, કીડી હોય, મ કોડી હોય કે નાનો સરખો છોડવો હોય તો પણ તેના ઉપર નિરતર પ્રેમભાવ રાખવો જોઇએ શત્રુ અને મિત્ર સર્વનુ હિત ઇચ્છો, પણ અહિત તો કોઇનુ નજ ઇચ્છો અને સ્મરણમા રાખો કે— તમારા અત કરણના દોષથી તમો શત્રુનુ ભલુ ઇચ્છતા નથી શત્રુનુ ભલુ શા માટે ઇચ્છતા નથી, જો તમારૂ મન દોષીલુ રહે છે, અને તો દોષીલા મનથી તમો રહિત શી રીતે થઇ શકશો સર્વ દોષ, મનના કાઢી નાખો જ્યા સુધી તમારૂ મન દોષી છે ત્યા સુધી તમો પ્રેમસ્થાન શી રીતે બની શકો, સર્વજીવના ઉપર શુદ્ધ પ્રેમ વધાવો, શુદ્ધ પ્રેમના ભોગી બનો એ પ્રેમ દયામય છે તેથી તે શુદ્ધ છે આવી ભાવના આવ્યા વિના મન નિર્મલ બનવાનુ નથી અને નિર્મલ મન વિના ઉચ્ચ શ્રેણી પ્રાપ્ત થઇ શકતી નથી સજ્જનો, આ પ્રેમ સ્વાર્થબુદ્ધિનો નથી માટે તે અહર્નિશ સેવજો તમો પ્રભુનું ભજન કરો છો પ્રભુની ઉપાસના કરો છો, પણ તમારૂ મન નિર્મલ થયા વિના તે પ્રભુભજન અને ઉપાસનાથી જે સુખો પ્રાપ્ત થાય છે તે મેળવી શકયા નથી તમારૂ અત કરણ જેમ જેમ ભૂતમાત્ર ઉપર દયાવાળુ અને પ્રેમની લાગણીવાળુ થતુ જશે તેમ તેમ શરીરની અદર રહેલા આત્મારૂપી પરમેશ્વરની અધિક સમીપમા

आशा तृष्णा ना करु[1] शीदने करवो शोक ॥
भिन्न तेथी आत्मा, नहि मारामा रोग ॥ २ ॥
अलख स्वरूपी हुं सदा, मारामा बहु सुख ॥
मनना धर्मे वेरझेर, होवे विविध दुख ॥ ३ ॥
सुखमय आतम हु सदा, जयजय आतमदेव ॥
अनतशक्ति स्वामी तु, तुहि देवाधिदेव ॥ ४ ॥

એમ ત્રણ વાર ચાર વાર કે વિશેષવાર મુખેથી ઉચ્ચાર કરી તેનો અર્થ ચિતવજો તમારી વૃત્તિમા ફેરફાર થશે અને તમો જાણે અતરગમા નવીન શાતિ અનુભવતા હશો એમ દેખાશે

ઉપરના વચનના ભાવમા જેટલો કાળ સકલ્પ રહિત શાત રહેવાય તેટલો કાળ રહેવુ, પછી વૃત્તિની વ્યગ્રતા થતા પ્રાણાયામ પાચ સાત મિનિટ કરવા તે પછી નિ સકલ્પાવસ્થામા યથાશકિત પ્રવેશ કરવો જે નિ સકલ્પ અવસ્થા પૂર્વે સિદ્ધ થવી અત્યત કઠીન ભાસતી હતી તે હવે આ પ્રકારે નિત્યભાવના કરતા કઇક અશમા સધાતી હોય એમ અનુભવ થશે

અનત જન્મોથી પોતાને બહિરાત્મભાવ જેને દૃઢ થયો છે એવા સાધકને માસ વા બે માસના અભ્યાસથી બહિરાત્મભાવનુ વિસ્મરણ થઇ અતરાત્મભાવ અખડ જાગ્રત રહે એ બનવું અશકય છે અનત ભવના અધ્યાસથી દૃઢ થઈ ગએલા બહિરાત્મભાવના સસ્કારો અતરાત્મભાવની ભાવના કરતા છતા પણ તેના હૃદયમા રહી રહીને સ્ફુરે છે

કરવા ઉદ્યોગી થવું ઘટે છે અભ્યાસ અને તેની પુષ્ટિ કરનાર વૈરાગ્ય વડે મનનો જય કરવો લેશ પણ કઠિન નથી શું તમારા હૃદયમા પાછો બહિરાત્મભાવ ( સસારભાવ ) સ્ફુર્યો છે ? વિકારોનો હૃદયમા પ્રવેશ થયેલો અનુભવાય છે ? ચિતા અને ભય વડે પાછા તમે વ્યાકુળ થયા છો ? કઈ હરકત નથી પુન સાવધાન થાઓ, નેત્ર મીચો અને પુન આત્મભાવના કરો તમે જાણો જ છો કે એકના એકજ વિચારને પુન પુન મગજમા મનન કર્યાથી તે વિચારોના સસ્કાર દઢ થતા જાય છે અને તે આત્મ વિચારથી ભિન્ન પ્રકારના વિચારોના સસ્કાર દુર્બળ થતા જઇ પરિણામે નિર્મૂળ થઈ જાય છે આથી પરમાત્મસુખની ઇચ્છાના વિચારોને પુન પુન મનમા સ્ફુરાવ્યા કરવા અને વિરોધી વિચાર સ્ફુરે કે તેના પ્રતિ અલક્ષ કરી આપણો ઇચ્છેલો અનુકૂળ વિચાર સ્ફુરાવવો અને તેમા વૃત્તિને જોડવી, મનથી તેમા વૃત્તિ ન જોડાય તો આપણો પરમાત્મ વિચાર મોઢેથી બોલવો એક વાર, દશ વાર, સો વાર, હજાર વાર બોલવો વા સોઽહ એટલે જ્ઞાન, દર્શન અને ચારિત્ર ગુણમય શરીરમા રહેલો આત્મા તે જ હુ પરમાત્મા છુ, અન્ય હું નથી એમ સોઽહ પદનો ૐકાર પૂર્વક મુખથી જાપ કરવો, અને અર્થ ચિતવતા જવુ, એટલે ચિત્તવૃત્તિ અન્યત્ર જતી અટકશે, તમારુ મન વિચારના કુદકા મારતુ તમને લાગે તો સોઽહનો મોટા સ્વરથી જાપ ચલાવવો મનડુ કદી આમતેમ કુદે તો છો કુદે તમારે તેના સામુ ન જોતા જપની મેલટ્રેન પુરપાટ છોડી મૂકવી પ્રિય બધુ ! આવો આગ્રહ થોડો માસ જાગ્રત રાખશો તો પછી ચિત્તવૃત્તિના માથામા ગજ ઘાલ્યો છે કે તે તમારે તાબે નહી થાય ? પ્રિય

કરવા ઉપયોગી થવું ઘટે છે અભ્યાસ અને તેની પુષ્ટિ કરનાર વૈરાગ્ય વડે મનનો જય કરવો લેશ પણ કઠિન નથી શું તમારા હૃદયમા પાછો બહિરાત્મભાવ ( સ સારભાવ ) સ્ફુર્યો છે ? વિકારોનો હૃદયમા પ્રવેશ થયેલો અનુભવાય છે ? ચિ તા અને ભય વડે પાછા તમે વ્યાકુળ થયા છો ? કઇ હરકત નથી પુન સાવધાન થાઓ, નેત્ર મીચો અને પુન આત્મભાવના કરો તમે જાણો જ છો કે એકના એકજ વિચારને પુન પુન મગજમા મનન કર્યાથી તે વિચારોના સ સ્કાર દૃઢ થતા જાય છે અને તે આત્મ વિચારથી ભિન્ન પ્રકારના વિચારોના સ સ્કાર દુર્બળ થતા જઇ પરિણામે નિર્મૂળ થઈ જાય છે આથી પરમાત્મસુખની ઇચ્છાના વિચારોને પુન પુન મનમા સ્ફુરાવ્યા કરવા અને વિરોધી વિચાર સ્ફુરે કે તેના પ્રતિ અલક્ષ કરી આપણો ઇચ્છેલો અનુકૂળ વિચાર સ્ફુરાવવો અને તેમા વૃત્તિને જોડવી, મનથી તેમા વૃત્તિ ન જોડાય તો આપણો પરમાત્મ વિચાર મોઢેથી બોલવો એક વાર, દશ વાર, સો વાર, હજાર વાર બોલો વા સોઽહ એટલે જ્ઞાન, દર્શન અને ચારિત્ર ગુણમય શરીરમા રહેલો આત્મા તે જ હુ પરમાત્મા છુ, અન્ય હુ નથી એમ સોઽહ પદનો ઉચ્ચાર પૂર્વક સુખથી જાપ કરવો, અને અર્થ ચિ તવતા જવુ, એટલે ચિત્તવૃત્તિ અન્યત્ર જતી અટકશે, તમારુ મન વિચારના કુદકા મારતુ તમને લાગે તો સોઽહ નો મોટા સ્વરથી જાપ ચલાવવો મનકુ કદી આમતેમ કુદે તો ભલે કુદે તમારે તેના સામુ ન જોતા જપની મેલટ્રેન પુરપાટ છોડી મૂકવી પ્રિય બધુ ! આવો આગ્રહ થોડો મામ જાગી રાખશો તો પછી ચિત્તવૃત્તિના માથામા ગજ ઘાલ્યો છે કે તે તમારે તાબે નહી થાય ? પ્રિય

તમને અપૂર્વ શાન્તિ તથા સુખનુ ભાન થશે તે શાતિ અને સુખ આત્માનુભવી જીવોજ પામી શકે છે

તમે આત્મ તરફ લક્ષ રાખી જનસગને અધિક ન સેવજો, કહ્યુ છે કે —

> होवत मन तन चपलता, जनके सग निमित्त,
> जन सगी होरे नहि, ताते मुनि जगमित्त ॥ १ ॥

સદ્દવિવેકી વાચકો, આ શિક્ષા ધ્યાનમા રાખી આત્મધ્યાનમા પરાયણ થજો, તમો એકાત જગ્યામા સ્થિર થઇ તમારા આત્મસ્વરૂપના વિચારમા તત્પર રહેજો અને જગલમા વા શૂન્ય નિર્જનપ્રદેશમા વિધિપૂર્વક બેસી દશ દિશામા ભટકતા મનને તમારા લક્ષ્યસ્થાનમાજ બદ્ધ કરજો એટલે પોતાનાથી બે હાથને છેટે કોઇ પદાર્થ મૂકી વિકલ્પ સકલ્પ કર્યા વિના સ્થિર ચક્ષુથી જોઇ રહેજો, અને સ્થિર ચિત્ત એક કલાક પર્યંત રહે ત્યાસુધી અભ્યાસ કરજો અને જ્યારે બાહ્યપ્રદેશમા ચિત્ત એક ઠેકાણે બધાઇ જાય છે એમ નક્કી થયુ કે પછી તમે નાભિ, નાસાગ્ર, જીભનો અગ્ર ભાગ, ભ્રુમધ્ય ભાગ ઉપર ચિત્તવૃત્તિ એકાગ્ર કરવા ત્યા લક્ષ રાખજો

ઉતાવળ કરશો નહિ હળવે હળવે તમે તે કાર્યમા પ્રવર્તજો ધૈર્યથી નાભિ નાસાગ્રના ધ્યાનના પ્રત્યેક ક્રમને રૂડી રીતે સાધજો, જે સાધકો પાયાને પાકો કરે છે અને તેને પાકો કરવામા જતા સમયથી આકુળ વ્યાકુળ થતા નથી તેઓ સુદૃઢ ચિત્તભાવને અલ્પ સમયમા જુએ

બાહ્ય ત્રાટક આકાશમા કરતા ન ફાવે તો પ્રભુની મૂર્તિ સામુ એકી નજરથી દેખી સ્થિર ચિત્તવૃત્તિ રાખવી પ્રભુની એટલે તીર્થંકરની મૂર્તિના સામુ જોઈ ત્રાટક કરવાથી અનેક ગુણ ઉત્પન્ન થાય છે પણ યાદ રાખવુ કે જ્યા કોઈ હોય નહી ત્યા આ પ્રમાણે મૂર્તિના સામુ જોઈ પ્રભુ સ્વરૂપ મૂર્તિને ધારી એકી નજરે હાલ્યા ચાલ્યા વિના જોઈ રહેવું પ્રભુની એટલે તીર્થંકરની કોઈ પણ નાની વા મોટી છબીના ઉપર પણ વૃત્તિ સ્થિર થવા ત્રાટક કરવો, અને પરમાત્માના ગુણોનુ સ્મરણ કરવુ ત્યારે શુ તમે મૂર્તિને પણ માનનારા છો ? હા અવશ્યજ પરમાત્મા–તીર્થંકરના સ્વરૂપનો બોધ થવા મૂર્તિપૂજા એક દ્વાર છે અને તેથી તે દોષ રૂપ નથી પણ ગુણ રૂપ છે, જેઓ મૂર્તિપૂજાનુ ખડન કરે છે તેઓ આત્મોન્નતિના શિખર ઉપર જવાના નીચેના પગથિયાને તોડી નાખી અલ્પ સામર્થ્યવાળા મનુષ્યોને શિખર ઉપર આવવાના સભવોનો નાશ કરી નાખે છે આશ્ચર્ય જેવુ એ છે કે–મૂર્તિપૂજાનુ ખડન કરનારા પોતેજ નિરાકાર પરમાત્માનુ ધ્યાન ચિતવન કરી શકવા સમર્થ હોતા નથી, જો તેઓ પ્રમાણિકપણે પોતાનુ અત કરણ તપાસી જુએ તો તેમને સ્પષ્ટ ભાન થયા વિના રહે તેમ નથી, કે તેમની વૃત્તિ ધ્યાનકાળે નિરાકાર પરમાત્માના સ્વરૂપ સાથે લગાર પણ સબધવાળી થયેલી હોતી નથી તેઓ ધ્યાન કરે છે ત્યારે તેઓના અત કરણમા જે સકલ્પ વિકલ્પના તોફાનો ચાલતા હોય છે તે જ દર્શાવી આપે છે કે ધ્યાનના ક્રમથી ધ્યાનનો ક્રમ સિદ્ધ કર્યા વિના એકદમ નિરાકારનુ ધ્યાન કરવાનો કુદકો મારવાથી તેઓની તેવી દર્શા

મૂકવાથીજ પેટ ભરાય છે જેમ આત્મશ્રદ્ધા અધિક તેમ અધિક વિજય અને અધિક અનુભવજ્ઞાન પ્રાપ્ત થતુ જાય છે

હું સર્વ કરવાને સમર્થ છુ, એ પ્રકારની આત્મશ્રદ્ધાને પ્રત્યેક ક્ષણે જાગ્રત રાખીને તમે તમારા કાર્યમા પ્રવૃત્તિ કરો તમે તમારા અભ્યાસમા ખતથી ઉદ્યમ કરો ઉદ્યમથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે આપણે મનુષ્યનો અવતાર પામ્યા છીએ તે પણ શુભ ઉદ્યમથી પામ્યા છીએ અને દેવલોકમા જઇશુ તે પણ શુભ ઉદ્યમથીજ સમજવું પુણ્ય અને પાપ પણ શુભ વા અશુભ ઉદ્યોગનાજ ફળ છે

**ઉદ્યમેન હિ સિધ્યતિ, કાર્યાણિ**–ઉદ્યમથીજ સર્વ કાર્યો સિદ્ધ થાય છે, તમે ઉદ્યમ સેવતા સેવતા વચ્ચમા થાકી જઇને કાર્ય પડતુ મૂકશો તો તેમા તમારા પ્રયત્નનો જ દોષ છે માટે હુ કરીશ કરીશ ને કરીશ એ પ્રકારની આત્મશ્રદ્ધા ધારણ કરી જાણેલુ કટિ કસીને આચારમા મૂકો તર વાનુ ન જાણનાર મનુષ્ય નદીમા કે તળાવમા પ્રવેશતા ડરે છે, ત્યારે તેના મિત્રો જેમ તેને બળાત્કારથી નદીમા ઘસડી જઇ પછી અદર છોડી દે છે અને હાથ હલાવવાની તેને ફરજ પાડી ક્રમે ક્રમે તરતા શીખવે છે, તેમ આત્મસ્વરૂપની શક્તિ સપાદન કરતા ડરતી તમારી વૃત્તિને બળાત્કારથી તેમા ઘસડી જાઓ અને આત્મશ્રદ્ધા પ્રગટાવી તેને ક્રિયા કરવાની ફરજ પાડો આ કાર્યમા તમને પ્રીતિ હશે પણ અશ્રદ્ધાથી એટલે તે મારાથી કેમ થાય તેમ જાણી અટકયા હશો ... ચાર પ્રયત્નથી તેમને

તો આપોઆપ અનુભવજ્ઞાને આત્મા જણાશે તમને પરમેશ્વર તમારી પાસે છતા-તમારા હૃદયમા છતા મનુષ્યગતિમા જણાવવાનો સભવ છતાં તમને જોવાની ગરજ નથી, જોવાની નવરાશ નથી, તો તમારા આત્માને તમે દેખી શકવાના નથી અને તમે તે આત્મામા રહેલુ અનન્ત સુખ ભોગવી શકવાના નથી નકકી એ ખરી વાત માનજો ગગા નદી ઉત્તરમા છે, ગગા ગગા એમ કરો છો અને દક્ષિણ દિશા તરફ ધસ્યા જાઓ છો, તો શી રીતે ગગા નદી દેખશો ભાઈ સમજો, સમજો તમારી ભૂલ તમારી મેળે સમજી દૂર કરો અન્ય કોઈ કહેવા આવશે નહિ ખાવા પીવાની, હરવા ફરવાની મિત્રાદિને હળવા મળવાની, વ્યવહારના અસખ્ય કામો કરવાની, તમને નવરાશ મળે છે, નાટકો ચેટકો જોવાની અને રમત ગમત કરવાની તમને નવરાશ મળે છે, અને હૃદયમા આત્મરૂપ પરમાત્માને શોધવાની, ખોળવાની તમને નવરાશ મળતી નથી બહુ સારૂ બહાર ફર્યા કરો, મોજશોખ મારો, બહાર સુખ શોધ્યા કરો, ચિન્તામણિ રત્નની ઉપેક્ષા કર્યા કરો, અને ધૂમાડાના બાચકા ભરો ભરીને બહુ કમાણી કરી લ્યો આખરે તમારી પેટી ખાલી ખ થયે છતે અને દરિદ્રતાનુ દુ ખ જણાયે છતે મનમન્દિરમા આત્માના દર્શન કરવા પધારજો

દેહ દેવળમા અસખ્યપ્રદેશી દેવ વસે છે, એવુ તમે શ્રદ્ધાપૂર્વક માનો છો તેની ખાતરી શી ? જો તમે માનતાજ હો કે શરીરમા પરમાત્મા છે તો ત્યા તમે તેને શોધો. પણ તમે ત્યા નથી શોધતા એ શુ દર્શાવે છે ? એજ કે

ખરેખર સુખ અંતરમાં છે, બાહ્ય પદાર્થમાં સુખ નથી શાંતિ ખરેખર આત્મામાં જ છે, બાહ્યમાં નથી, જ્ઞાનવાન આત્મા સુખને પોતાનામાં શોધે છે ત્યારે અજ્ઞાની સુખને જગતના દૃશ્ય પદાર્થોમાં શોધે છે

યાદ રાખો, કે સુખ આત્મામાં છે, આત્મામાંથી જ તે સુખને પ્રાપ્ત કરવા પ્રયત્ન સેવવો એ કદી પણ નિષ્ફલ ન જાય એવો અમોઘ ઉપાય છે

સુજ્ઞ સુખસાધકો ! સમજો, કે હોજમાં અથવા ટાંકીમાં બહારથી આણીને ભરેલું જળ થોડા દિવસમાં ખાલી થઇ જાય છે, પરન્તુ પાતાળ ફોડીને કૂવામાં કાઢેલું પાણી સદા અખૂટ રહે છે, લાગટ તે પાણીને પાંચ પાંચ કોસ વડે કાઢવામાં આવે તો પણ તે ખૂટતું નથી, આ શું વાત તમારા સમજવામાં નથી સમજો છો તો પણ તે પ્રમાણે વર્તાતું નથી આ શું ઓછી ખેદકારક વાત છે

આત્મા એ પાતાળી કૂવો છે, અને તેમાંથી સુખ રૂપ જળ પ્રાપ્ત કરવાને જેઓ આંતર પ્રયત્ન સેવે છે તેમને અનંત સુખ મળે છે આત્માનું સત્ય સુખ કદાપિ નષ્ટ થવાનું નથી

આ કથનનું તાત્પર્ય શું છે ? એજ કે આત્માસ્વરૂપ પ્રતિ અભિમુખતા સાધવી–આત્મસ્વરૂપમાં સંલગ્ન થવું, વૃત્તિની એકાગ્રતા પૂર્વક આત્મધ્યાન કરવું, એ સર્વ પ્રકારના પ્રયત્નોમાં શ્રેષ્ઠ પ્રયત્ન છે. એ સિદ્ધાંત સત્ય ભાસતો હોય તો એ સિદ્ધાંત સ્વીકારો, અન્ધશ્રદ્ધાથી સ્વીકારતા ..નહી.

શાંતિ, સુખ મળશે, અને તમારો આત્મા નવીન કર્મથી મલીન થશે નહી આનું બહુ મનન કરજો અને પ્રત્યેક ક્ષણે આ પ્રમાણે વર્તવાની ટેવ પાડવાથી તમારો આત્મા સહેજે ઉત્તમ ગુણવાળો થશે અને તમે મોક્ષસુખ પ્રગટાવશો, એમ તમને વિશ્વાસ આવશે

તમે દુખી છો તો તેમાં અન્ય કોઈનો જરા પણ દોષ નથી તમે પોતેજ તેવા દુખના વિચારો સેવી તમારી મેળેજ દુખ પેદા કર્યું છે, કારણ કે 'વિચાર સર્વ શક્તિમાન છે અનેક પ્રકારના સારા બૂરા વિચારના વિભાગને–કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા, કાપોતલેશ્યા, પદ્મલેશ્યા, અને શુકલલેશ્યા એમ છ લેશ્યા તરીકે શ્રી સર્વજ્ઞ તીર્થંકર ભગવાન કથે છે, અને તે વિચારથીજ પુણ્યપાપ બધાયું છે, અને બધાય છે પ્રિય સાધકો ! સમજો, કે પ્રસન્નચદ્રરાજર્ષિ કે જે દીક્ષા અગીકાર કરી વીરપ્રભુના સમયમા કાઉસગ્ગ ધ્યાને રહ્યા હતા, તેમના મનમા પ્રસગવશાત્ અન્યજનના શબ્દ શ્રવણથી ખરાબ વિચાર આવ્યો અને જેમ જેમ તે અન્ય પ્રાણીઓને નાશ કરવાના પાપી વિચાર કરવા માડયા, કે તુરતજ તેઓ પ્રથમ નરક આદિ સાતે નરકના દળિયા ઉપાર્જન કરવા લાગ્યા આ પ્રસગે વીરપ્રભુને શ્રેણિક રાજાએ પૂછ્યુ કે પ્રસન્નચદ્ર મરે તો ક્યાં જાય ? ત્યારે શ્રી વીરપ્રભુએ પહેલી નરક, બીજી નરક, યાવત્ સાતમી નરક બતાવી પ્રસન્નચદ્ર રાજર્ષિ લડાઈના વિચારમાથી સારા વિચારોની ભાવનામા ચડ્યા એટલે તેમને 'નરકગતિ યોગ્ય' બાધેલા

થશે તેમ અત્ર સમજવુ, કે પાપના વિચારો સેવશો તો પાપી બનો તેમા અન્યનો શો દોષ ? પુણ્યના વિચારો સેવો તો પુણ્યશાલી બનો, નરકગતિ યોગ્ય લેશ્યાના વિચારો સેવો તો નરકમા જાઓ તેમા બીજાનો શો દોષ ? તમારી મેળેજ–પોતે વિચારો સેવ્યા છે માટે તેના અનુસાર ફળ ભોગવવાજ પડશે, તેમા શુ આશ્ચર્ય ? જ્ઞાનનુ આચ્છાદન કરે તેને જ્ઞાનાવરણીય કર્મ કહે છે જ્ઞાન છે તે દીપક સમાન છે જ્ઞાન પચ પ્રકારે છે, મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મન પર્યવજ્ઞાન અને કેવળજ્ઞાન, એ જ્ઞાનનુ આચ્છાદન, જ્ઞાનીની નિદા કરવાથી થાય છે જ્ઞાનીના ઉપર કલક ચડાવવાથી જ્ઞાનાવરણીયકર્મ બધાય છે, આત્મજ્ઞાન આપ્યુ હોય એવા ગુરૂ મહારાજના ઉપર દ્વેષ કરવાથી, વા તેમનો અવિનય કરવાથી, તેમના ઉપર ક્રોધ કરવાથી, તેમની અદબોઈ કરવાથી જ્ઞાનાવરણીયકર્મ બધાય છે, વા તેવા આત્મજ્ઞાની ગુરૂ પાસેથી જ્ઞાન લઈ બીજાની પાસે હુ ભણ્યો છુ એમ કહેવાથી જ્ઞાનાવરણીયકર્મ બધાય છે અને ભણેલુ જ્ઞાન ફળીભૂત થતું નથી, જ્ઞાનીની નિંદા કરનાર, ઉત્સૂત્ર ભાષણ કરનાર, જ્ઞાનીનો અવિનય કરનાર, મનુષ્ય જ્ઞાનાવરણીયકર્મ સમુપાર્જન કરે છે, વળી જ્ઞાનીને એમ કહે કે એને તો એક અક્ષર પણ આવડતો નથી વા તેનામા અમુક પ્રકારના દોષો છે, તેણે તો અમુક કામ કર્યુ હતુ તેના લક્ષણ તો ખરાબ છે એમ બીજાની આગળ કહી જ્ઞાનીની હેલના-નિદા કરે છે, તે જ્ઞાનાવરણીયકર્મ ઉપાર્જન કરી મૂઢ અજ્ઞાની બને છે આત્મામા રહેલુ

કહ્યુ કે વાઘની પેઠે તમે તાડુકો કરો છો, અને સામા પાચ પચાસ ગાળોના ગોળા છોડો છો, તેમા કોની હાનિ થઇ, એ તમારા લક્ષમા આવે છે ? મિત્રમા ઉપર દ્વેષ કરવાથી તથા મિત્રના ઉપર અદેખાઇના વિચારોથી ખરી રીતે જોતા કોનુ બગડે છે, તે હવે તમને સ્પષ્ટ જણાય છે, પાચ દશ જણા ભેગા થઇ નકામા વાતોના તડાકા મારી આડાઅવળા મનમા આવે તેવા કુવિચારો કરો છો, તેમા કોનુ બગડે છે ? સમજો કે તેમા તમારૂ બગડે છે, મોઢ વિનાના ગપાટા ઠોકવાથી ઢ ગધડા વિનાનુ અગડબગડ ભસવાથી તમારૂ જ બગડે છે, અને તમેજ દુ ખી થાઓ છો, એમ નક્કી સમજજો, લીબડાનુ ઝાડ વાવી લીબોળીજ પામવાના, આબાની આશા રાખશો નહી આ કથન આરસી જેવુ તમને સ્પષ્ટ ભાસ્યા વિના રહેશે નહી

અને એજ ઉપરથી વિચારતા માલુમ પડશે કે જાગ્રત આવસ્થાના સર્વકાળમા શુદ્ધ વિચાર કરવાની કેટલી બધી આવશ્યકતા છે, આત્મધર્મના વિચારમા નિરન્તર નિમગ્ન રહેવાથી કેવા લાભ થવાનો સભવ છે ? સારા ગુણોને ધારણ કરવાથી સર્વમા આત્મબુદ્ધિ ધારણ કરવાથી અને કોઈ જીવના અત કરણને નહિ દુ ખવવાથી, ધ્યાનનો ઉપદેશ દેવાથી, અભયદાન, સુપાત્રદાનનુ અર્પણ કરવાથી, ક્ષમા, નિર્લોભતા, બ્રહ્મચર્ય, વિવેક, કરૂણાદિને સેવી નિરતર મનની સ્વસ્થતા રક્ષવાથી કેવા દૈવી સુખો મળવાનો તમને સભવ છે ? એ સર્વ તમને હવે સ્પષ્ટ સમજાશે, અરિહત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ પચપરમેષ્ઠીમય જગત્રય

તથા સત્તામા રહેલા અશુભ 'કર્મદલિકને' દ્રવ્ય પાપ કહે છે, અને તે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ, યોગે ઉદયમા આવી અશાતા વેદનીય રૂપ અશુભ ફળ દેખાડે છે તેને ભાવપાપ કહે છે વળી પુણ્ય અને પાપની ચતુર્ભંગી ઉત્પન્ન થાય છે તે દર્શાવે છે ૧ પુણ્યાનુબધી પુણ્ય ૨ પુણ્યાનુબધી પાપ, ૩ પાપાનુબધી પુણ્ય ૪ પાપાનુબધી પાપ

૧ પુણ્યાનુબધી પુણ્ય—જે પુણ્યના દળીયા ભોગવતાં તે પુણ્યના યોગે શુભ મનવચનને કાયાના યોગે કરી આત્મા પાછુ પુણ્ય ઉપાર્જન કરે તેને પુણ્યાનુબધી પુણ્ય કહે છે જેમ કુમારપાળરાજા, ધન્ના શાલીભદ્ર, સીતાસતી, સપ્રતિરાજા, વગેરેના દ્રષ્ટાત જાણુવા તેમ હાલ પણ જે મોટા ગૃહસ્થ, ખાનદાન, નગર શેઠના પુત્ર વગેરે પૂર્વ જન્મના પુણ્યયોગે શાતા ભોગવે છે, અને જે શુદ્ધ ધર્મની શ્રદ્ધા પામી પાછા શુભ કાર્ય કરે છે, તેઓ પુણ્ય બાધે છે માટે તે પુણ્યાનુબધી પુણ્ય જાણુવું જેઓ દીક્ષા અગીકાર કરે છે તેમને પણ પુણ્યનુબધીપુણ્ય સુભયોગે બધાય છે અને શાસ્ત્રમા પણ કહ્યુ છે કે મહાપુણ્યની સામગ્રીયોગે મનુષ્ય જન્મની પ્રાપ્તિ થાય છે તેમા પણ મહાપુણ્યવત હોય તે સત્યધર્મ શ્રવણ કરી શકે છે અને તેમા પણ મહા પુણ્ય હોય તો સત્ય ધર્મની શ્રદ્ધા થાય છે, અને તેના કરતા પણ મહાપુણ્ય જેને હોય તે વિરતિપણુ અંગીકાર કરે છે અને સર્વ કરતા અનત પુણ્યની રાશિ ભેગી થઇ હોય તો ચારિત્ર ગ્રહણ કરવું ઉદયમા આવે છે અને તેના કરતાં પણ અનત પુણ્ય રાશિની સામગ્રી સંપ્રાપ્ત થઇ હોય તો 'ભાવચારિત્ર' ઉદયમા આવે છે

કરતા તે નહિ નીકળી શકે તો તેને કાપીને પણ બહાર કાઢેવામા આવે છે, કોઈ જીવ અધ જન્મે છે, કોઇ જીવ બહેરો જન્મે છે, તે સર્વ, કર્મનો વિપાક છે, કરેલા કર્મનો ક્ષય થતો નથી, અશુભ કર્મનો ઉદય થતા રામચદ્રજીને વનવાસ જવું પડયુ, અને વળી સીતાને માથે કલકનુ આળ ચડયું તે પણ અશુભ કર્મના ઉદયથી જાણવુ મુંજરાજાને અશુભ કર્મનો ઉદય થતા ઘેર ઘેર ભિક્ષા માગવી પડી વળી શુભકર્મનો ઉદય થતા રક તે પણ રાજા બની યજા છે, વળી શુભ કર્મનો ઉદય થતા નિર્ધન હોવા છતા તેને એવી બુદ્ધિ થાય કે ચાલો આપણે પત્થરની ખાણ ખોદીએ અને તે પત્થરની ખાણ ખોદતા એકદમ રત્ન હાથમા આવી જાય અને તે વેચી કરોડાધિપતિ બને, એ સર્વ બનવું શકય છે, એમ નિર્ધન પણ ચિતવતો સામાયિક, પૌષધ પ્રતિક્રમણ, સદ્‌ગુરૂ વૈયાવૃત્ય, અભયદાન, સુપાત્રદાન મનથી પણ શુભ વિચાર ભાવનાભાવતો વિચરે છે, તે પ્રમાણે વર્તે છે, તેને પુણ્યાનુબધી પાપ કહેવાય છે, હાલ દુખ ભોગવતો હોય, ગરીબ-નિર્ધન હોય પણ તે ધર્મ કરે છે, તેથી પુણ્ય બાંધે છે અને બીજા ભવમા પુણ્યના ફળ ભોગવશે, ઇતિ દ્વિતીયભગમ્.

૩ પાપાનુબધી પુણ્ય જે જીવ હાલ પુણ્યના ઉદયે રાજ્યઋદ્ધિ ભોગવે છે મોટા મોટા વેપાર કરી કરોડો રૂપૈયા પેદા કરી મોટા બગલા વાડીઓ બાધે છે, અને ગાડીમા બેશી ધમધમ ગાડી ચલાવે છે, અને તાનમા માનમા તાડીદારૂના પ્યાલા ગટગટાવે છે હજારો જીવોને

નથી અને તે ફળ ભોગવવુ પડશે વળી વિચારવું કે કોઈ કસાઈ બકરીને સારે સારે ખોરાક ખવરાવે છે અને તેથી તે મસ્તાન બની ગઈ છે પણ સમજવું કે તેનુ મસ્તાન પણું થોડા દિવસનુ છે, થોડા દિવસમા કસાઇ, ગળુ રેશી નાખશે. નક્કી સમજજો તેમ કોઇ અધમી પાપી ચોરી, જારી કરતો હોય અને સુખ ભોગવતો હોય પણ સમજવુ કે પુણ્યનો ઉદય મટતા અને વળી મરતા બકરીના જેવા હાલ થયા વિના રહેવાના નથી એમ નક્કીસમજજો અને સમજીને હૃદયમા ઉતારજો એવા પાપી જીવો સુખ ભોગવી પાપ કરી નરકમા વા તિર્યંચની ગતિમા જશે ત્યા ભયકર દુખો ભોગવવા પડશે શાસ્ત્રમા આવા પ્રકારના પુણ્યને પાપાનુબધી પુણ્ય કહે છે, એ પાપનુબધી પુણ્યના ભોક્તા દૂરભવી જીવો, વા અભવ્ય જીવો હોય છે માટે તેવા જીવોના કૃત્યને વખાણવા નહિ અને તેવા જીવોના કૃત્યને વખાણવાના વિચારોથી આત્મા અશુભકર્મ સમુપાર્જન કરી આવતાં જન્મમા દુખનો ભોકતા બને છે માટે તેવુ આચરણ થઈ ગયુ હોય તો પશ્ચાતાપ કરવો સદ્ગુરુ પાસે આલોચના લેવી એ ત્રીજા ભગ ઉપર ઘણુ વિવેચન કરવા યોગ્ય છે પણ અત્ર પ્રસગોપાત્ત ટુકમા દિગ્દર્શન કર્યું છે ઇતિ તૃતીયભગમ્

૪ પાપનુબધી પાપ—જે પાપના ઉદયથી અશાતા વેદનીય ભોગવતા છતા પાછુ તે થકી પાપ બાધવામા આવે તેને પાપનુબધી પાપ કહે છે, જેમકે ખરાબ નીચ-કુળ–અવતાર તેમા, પણ, ખાવાનુ પીવાનુ મળે નહી વી

શુદ્ધ ધર્મમા તન્મય થઇ જવુ, એજ ભક્તિનુ ઉચ્ચ શિખર છે, આવી સાધારણ અનન્ય ભક્તિજ શુદ્ધ આત્મસ્વરૂપને પ્રગટાવે છે, અને સર્વજ્ઞ પદ આપે છે

વિદ્યા અને જ્ઞાન કયાંથી ઉત્પન્ન થાય છે? શાસ્ત્રો સૂત્રો ગ્રથો કયાંથી નીકળ્યા? જ્ઞાનીઓએ શાસ્ત્રો અને અનેક પ્રકારની તત્ત્વ વિદ્યાઓના વિચારો પ્રગટ કયા મૂલમાંથી કર્યો? તે તમે જાણો છો? તમને કહુ છુ કે—તે સર્વનુ મૂળ આત્માજ છે, આત્મા વિના અન્ય કોઇ વસ્તુ નથી આત્મામાંથી જે કેવલજ્ઞાન કેવલદર્શન અને અનન્ત વીર્ય ઉત્પન્ન થાય છે, અઠ્ઠાવીશ લબ્ધિઓ પણ આત્મામાથીજ પ્રગટે છે, અનેક પ્રકારના ચમત્કાર પણ આત્મામાથી જ પ્રગટે છે મેરૂ પર્વતને ધ્રુજાવે, ધરણીને હલાવે, તારામડળને અધ પતન કરાવે એવા પ્રકારનુ સામર્થ્ય પણ આત્મામા જ છે, તેમ સાભળ્યુ વા વાચ્યુ છે કે ચોવીસમા તીર્થંકર શ્રી વીરપ્રભુને ઇંદ્ર મહારાજ મેરૂ પર્વત ઉપર સ્નાત્ર મહોત્સવ કરાવવા લેઇ ગયા, ત્યા અનેક કળશો કરી પ્રભુને સ્નાન કરાવતા ઇન્દ્રના મનમા વિચાર આવ્યો કે શ્રી વીર પરમાત્મા નાના બાલ છે તે આટલા બધા કળશોનુ જળ શી રીતે સહન કરશે? એમ ઇંદ્રના મનમા સ શય થતાં તે વિચાર શ્રી વીરપ્રભુએ અવધિજ્ઞાનથી જાણી લીધો અને જમણા પગના અ ગુઠા વડે મેરૂ પર્વતને હલાવ્યો, તેથી મેરૂ પર્વત હાલ્યો શિખર પડેલાં જેવા થઇ ગયાં । આ ઉત્પાત કોણે કર્યો તે ઇંદ્રે અવધિજ્ઞાનથી જાણી. [illegible] ખમાવ્યા તેમની સ્તવના

તો પણ શુદ્ધપરમાત્માસ્વરૂપ પ્રગટવાનુ નથી ભલે સાક્ષાત્ તીર્થંકર ભગવાન્ પોતે ગુરૂ મળે તો પણ તમે પોતે શુદ્ધ ઉપદેશનો સ્વીકાર કરીને તે ઉપદેશને આચરણમા ખરા પ્રેમભાવથી નહી ઉતારો ત્યા સુધી તમારા મનમા ભલે તમે રાજી થાઓ કે અમે તત્ત્વ પામ્યા, કૃતાર્થ થયા, પણ તમે કૃતાર્થ થયા નથીજ જરા અતરમા જુઓ તો ખરા, તમારામા મોહના કેટલા વિકારો ભર્યા છે, અને એ તમને શુસ રીતે કેવી પીડા આપે છે તમો તે રાગ દ્વેષાદિને પુન પુન સેવન કરો છો, તેનાથી નિવર્ત્યા વિના તમો આત્માની તરફ વળવાના નથી, તમો રાગ દ્વેષતરફ દષ્ટિ આપ્યા વિના આત્મભગવાનનુ સ્મરણ કરો હુ નિરાકાર અરૂપી શાશ્વત અનતજ્ઞાન દર્શનનો અધિષ્ઠાતા છુ, મારૂ સ્વરૂપ અલક્ષ્ય છે, નામ રૂપથી હુ ન્યારો છુ એવી ભાવના ક્ષણે ક્ષણે હરઘડીએ કરતા રહો, તમારી સુરતા આત્મભગવાન્મા ખાતા પીતા બોલતા ચાલતા ન્હાતા ધોતા રાખ્યા કરો આત્માને વિષે કેવી રીતે સુરતા રાખવી તે નીચેના પદથી માલમ પડશે

पद

पसे जिनचरणे चित्तलाओरे मना, पसे अरिहत के गुण गाओरे मना—पसे०

उदर भरनके कारणेरे, गौआ वनमे जाय,
चारो चरे चिहुदिशे फिरे, वाकी सुरत वाछरुआ-
मायरे १

चार पाच साहेलीया रे, हिलमिल पानी जाय;
ताली दीये खडखड हसे, वाकी सुरत गगरीया मायरे २

જેમકે-પેટને ભરવા માટે વાછરડાવાળી ગાયો વગડામા ચરવા જાય છે અને તે ગાયો વગડામા ચારે દિશાએ ફરતી જયા ત્યાથી ઘાસ ચરે છે, દોડે છે પણ તે ગાયોની અતર-ચિત્તવૃત્તિની સુરતા તો ઘાસખાતા-ચાલતા પાણી પીતા પોતાના વાછરડામાજ લાગી રહી છે મારૂ વાછરડુ શુ કરતુ હશે તે મારા વિના બૂમો પાડતુ હશે. તે ભૂખ્યુ થયુ હશે તે મને સભારતુ હશે એ વાછરડાને કેમ હશે એમ ચિન્તવતી ગાય પોતાની સુરતા વાછરડામા અન્ય કાર્યો કરતા છતા પણ રાખે છે તેમ આનદઘનજી મહારાજ કહે છે કે, હે ભવ્ય શ્રેયસાધકો! તમે પણ વ્યવહારના, વેપારના, દુકાનના, નોકરીના, રાજ્યના, નિશાળના, ખેતીના, મીલના વિગેરે દરેક કાર્યો કરતા છતા પણ તમારી સુરતા તમારા શરીરમા રહેલા જિનસ્વરૂપ આત્મામા રાખો એટલે અનેક પ્રકારના વ્યવહારના કાર્યો કરતા છતા પણ અન્તરથી તે સર્વકાર્યથી ન્યારા રહી તમો આત્મામા પુન પુન સુરતા સાધો તો તમારા આત્મરૂપ પરમેશ્વર પ્રસન્ન થાય, અને સમયે સમયે અનતસુખના વિલાસી બનો વળી આનદઘનજી મહારાજ આત્માની સાથે કેવી રીતે સુરતા સાધવી તેના ઉપર દૃષ્ટાત આપી જણાવે છે કે ચારપાચ સાહેલીયા રે—ચાર પાચ સરખે સરખી ઉમરની જુવાન સાહેલીઓ માથે ગગરીઓ મૂકી સાથે પાણી ભરવા જાય છે, અને પાણી ભરીને હસતી હસતી પરસ્પર તાળીઓ દેતી ચાલે છે, પછી વાતો કરતી ચાલે છે, પણ તેની સુરતાતો વાતો કરતા, ચાલતા, હસતા, તાળી દેતા ગાગરમાજ લાગી રહી છે રખેને મારી ગાગર પડી જાય એમ ખબર રાખતી

સુરતા લગાડો નક્કી તમે કલ્યાણમય બનશો, 'નાણુ મળશે પણ ટાણુ નહી મળે' મનુષ્યભવના આયુષ્યની એક ક્ષણ પણ અમૂલ્ય છે તેને નકામી ગાળશો નહી પુન. પુન આવો સમય મળવાનો નથી નહી ચેતો તો 'યાદ્દશી મતિ તાદ્દશી ગતિ' જેવી મતિ તેવી ગતિ સમજી લેજો, આકાશમાથી ઉતરીને તમને કોઈ કહેવા આવવાનુ નથી, ખરા બપોરે શુ દેખી શકાય તેમ નથો, છતા ઘુકગાલ ન દેખે તેમા સૂર્યનો શો દોષ ? કઇ જ નહિ સમુદ્ર પામવા છતા કાણો ઘડો ભરાય નહિ, તેમા સમુદ્રનો શો દોષ, કઈ નહિ ઘડાનો જ દોષ ગણાય વળી કહ્યુ છે કે—

गाथा,

पत्ते वसतमासे, पत्ताइ पावति सयलवणराइ ॥
ज न करीरे पत्त, ता किं दोसो वसतस्स ॥

'વસત ઋતુ પ્રાપ્ત થયે છતે સકલ વનરાજી પાંદડા પામે છે, અને કેરડા ઉપર પાદડુ નહિ તેમા વસત ઋતુનો શો દોષ, કઇ નહી' તેમ અત્ર પણ આ પ્રમાણે આત્માનુ સ્વરૂપ સાભળી મોક્ષનુ સ્વરૂપ સાભળી આપણે સર્વ સુખના નિધાન એવા આત્મામા ક્ષણે ક્ષણે સુરતા ન રાખીએ અને આત્મ સ્વરૂપને ભૂલી જઇએ તેમા આપણો જ દોષ છે માટે તે દોષને દૂર કરવા આત્મસ્વરૂપને પામવાની ઉત્કટ ઇચ્છાવાળા બનો, અને સારમા સાર વસ્તુ, ધનમા ધન, મિત્રમા મિત્ર સ્વામીમા સ્વામી, સત્યમા સત્ય, આધારમા આધાર, શરણુમા શરણુ આત્માને જ ગણી તેમા તમારા પ્રેમ ભાવથી સુરતા લગાડો નક્કી તમારા જન્મની સાર્થકતા, થશે.

સાધી આત્મશક્તિ પ્રગટાવો, અને નિરજન નિરાકાર અખડાનદના ભોક્તા બનો એમ શ્રી આનદઘનજીની હિત શિક્ષા છે વળી તેઓશ્રી જણાવે છે કે-

જેમ કામી પુરુષ, જુવાન સ્ત્રીને દેખી કામી બને છે તેને વારવાર યાદ કરે છે, વારવાર કામના અર્થે તેને મળવા ઈચ્છે છે તેના વિના તે સર્વત્ર શૂન્ય દેખે છે તેના મનમા ધારેલી સ્ત્રીનાજ વિચારો રમ્યા કરે છે સારમા સાર તે સ્ત્રીને ગણે છે તેના માટે તનમનધન કુરબાન કરે છે ગમે તે ઠેકાણે હોય, ખાતો પીતો હોય, વાતો કરતો હોય, કોઈ પણ કામકાજ કરતો હોય તો પણ તે પુરુષની સુરતા કામના વિષયમા કામીનીના ઉપર જ લાગી રહી હોય છે તેમ તમે પણ સારમા સાર વસ્તુ આત્માને ગણી, પ્રાપ્યમા પ્રાપ્ય ગણી, આદેયમા આદેય ગણી તે આત્મામા સુરતા લગાડો વળી વારવાર આત્મધર્મને સ્મર્યા કરો વળી આત્માર્થી પુરુષોને હિત શિક્ષા કે આ જગતમા સર્વ પ્રકારની પૌદ્ગલિક વસ્તુઓને ક્ષણિક અસત્ય ગણી સત્ય પણું આત્મામા ધારણ કરો તન મન ધનને પણ આત્મધર્મની પ્રાપ્તિ અર્થે કુરબાન કરો વારવાર આત્મધર્મના ધ્યાનમા પ્રવર્ત્યા કરો જેમ તે કામી પુરુષની સુરતા કમીની ઉપર અદરથી લાગી રહેલી હોય છે તેમ તમે પણ આત્મ સ્વરૂપ ઉપર હરત ફરતા સુરતા રાખ્યા કરો, કામી પુરુષની સ્ત્રીના ઉપર જે સુરતા છે તે સુરતાથી તેને વાસ્તવિક સુખલાભ મળતો નથી, અને સાત ધાતુથી ભરપૂર વિષ્ટાની કોથળી જેવી અપવિત્ર એવી સ્ત્રીના ઉપર રાગ કરવો તેથી

સ્માની જોશો આવી રીતે સુરતા સાધ્યા વિના કલ્યાણ થવાનુ નથી શુકલધ્યાનના પાયામાં સુરતાનો અ તર્ભાવ થાય છે ધર્મધ્યાનમા પણ સુરતાનો અ તર્ભાવ થાય છે સાધ્યની સિદ્ધિ પ્રાપ્ત કરતા સુરતાના, ગુણઠાણાની અપેક્ષાએ અનેક જીવ આશ્રયી અસખ્યાત ભેદ પડે છે સર્વમા આત્મસ્વરૂપની સુરતા સુખનો અવધિ છે આત્મસ્વરૂપમા સુરતા સાધવાને એક દૃષ્ટાંત કહે છે એક સોની દુકાનમા બેઠા બેઠા સોનાની વસ્તુઓમા ઝીણી કોરણી કરતો હતો તેની સુરતા એવી તો ત્યા પરોવાઇ કે ત્યાથી રાજાનુ સૈન્ય ગયુ તો પણ તેણે જાણ્યુ નહિ શુ ત્યારે અમે ગૃહસ્થવાસમા આવુ ચિત્ત રાખીએ તો સ સારના કાર્યો શી રીતે થાય? તેના ઉત્તરમા હુ તમને જણાવું છુ કે સ સારના કાર્યો કરતા પણ તમારો સુરતા આત્મામા સાધ્યા કરો ટેવ પાડશો કે તમને આ કાર્ય સહેલું લાગશે તેમ વળી સાજ, સવાર, રાત્રીમા આ મહા કાર્ય માટે કેટલોક વખત નિયત કરો, અને તમારૂ કાર્ય સિદ્ધ થાય તેવા ઉપાયો પ્રતિદિન આચારમા મૂકતા રહો એટલે તમે આ ધર્મધુરાને સુખેથી વહન કરી શકશો પ્રયત્નમા ખરા પ્રેમથી જોડાઓ પ્રયત્નને સેવ્યા વિના જીવન્મુક્તિ વા સિદ્ધ પણ મળતુ હોય તો સર્વજીવો મુક્ત થાત શ્રી સદ્‌ગુરૂનુ સાહાય્ય, સાનિધ્ય અથવા કૃપા પણ સાધકને ફળની પ્રાપ્તિ કરાવવામા તેના પોતાના પ્રયત્નની અપેક્ષા રાખે છે ઉપદેશના દાનથી અને પુન પુન વિવિધ વચનોથી શિષ્યમાં ઉત્સાહ ભાવ જાગ્રત કરવો પ્રયત્નની અતિ વિકટતાથી હારી જતા હૃદયને ધૈર્ય તથા શૌર્યનું અર્પણ કરવું, વિગેરે કાર્ય કરવા એજ સદ્‌ગુરૂની

તેના પ્રતિ પણ જેઓ પરમ પ્રેમ દર્શાવતા નથી, પરંતુ તેનું ખરાબ કરવા તત્પર થાય છે તેઓ આત્મધર્મના અદ્ભુત સામર્થ્યને કદી પણ પ્રાપ્ત કરતા નથી

પ્રિય સાધકો! ચરમ જિનેશ્વર શ્રી વીરપ્રભુએ ચડકોશીયો નાગ જે પોતાને કરડયો તેના ઉપર કેવી કરૂણા દર્શાવી હતી? સગમદેવતા ઉપર પણ તેમણે કેવી કરૂણા દર્શાવી હતી? તેમનુ અશ માત્ર પણ અહિત મનથકી ચિતવ્યુ નહોતું અહો તેમની કેવી કૃપા! કેવો ભ્રાતૃભાવ! એવી દશાથી તેઓશ્રીએ કૈવલ્યજ્ઞાન પ્રાપ્ત કર્યું એવી કૈવલ્યજ્ઞાનશક્તિ પ્રાપ્ત કરવાને આપણે પણ તેમના પગલે ચાલવુ જોઇએ વીરપ્રભુના પ્રત્યેક આચરણ જો સમજાય તો તે આપણી આત્મોન્નતિમા હેતુભૂત છે તથા ત્રેવીસમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથ પ્રભુ કે જેઓ કમઠ જોગી પાસે ગયા, ત્યા સમભાવ રાખી સર્પ બળતો હતો, તેને મહામત્ર નવકાર સ્વસેવક પાસે સભળાવ્યો અને ધરણેદ્ર બનાવ્યો વળી તેઓશ્રી જ્યારે દીક્ષા અગીકાર કરી વગડામા વડ હેઠળ કાઉસ્ગ્ગધ્યાને રહ્યા હતા તે સમયમા કમઠ યોગીનો જીવ મરીને મેઘમાળી દેવતા તરીકે થયો હતો તે અવધિજ્ઞાનથી પાર્શ્વપ્રભુને કાઉસગ્ગધ્યાને જાણી વરભાવથી ઉપદ્રવ કરવા લાગ્યો પ્રભુની નાસિકા સુધી જળ આવે તેટલુ મેઘનુ જળ વર્ષાવ્યુ, તો પણ પાર્શ્વપ્રભુ સમભાવે રહ્યા, જરા માત્ર મન થકી પણ મેઘમાળીનુ અહિત ઈચ્છયુ નહી તેઓ ધારે તો મેઘમાળી દેવતાને શિક્ષા આપવા સમર્થ હતા પરતુ મોટા મહાત્માઓની દયા. કર

આત્માને સદાકાળની શાંતિ વરી છે, માટે તમારા ઉપર પૂર્ણ વૈરભાવ રાખતો હોય તેનુ પણ બુરુ ઇચ્છશો નહી તેનાથી સાવચેતીથી ચાલવુ ' એ તો નીતિનો માર્ગ છે સર્વનુ હિત ઇચ્છો, સર્વ સુખી થાઓ, એજ ભાવના અંત-કરણુ સ્ફુરાવ્યા કરશો પ્રાણી માત્ર ઉપર પ્રેમ કરવાથી અને તેમનુ યથાશક્તિ હિત કરવાથી, તેમને સદુપદેશ દ્વારા સમ્યગ્માર્ગે ચડાવવાથી તેમનુ જેટલુ હિત આપણે કરવા તત્પર થઇએ છીએ, તેના કરતા તેમ કરવાથી અનંતગણુ આપણુ હિત કલ્યાણુ કરીએ છીએ, તે લક્ષ્યમા રાખજો, કારણુ કે જે પ્રમાણુમા તમે અન્ય પ્રાણીઓનુ હિત કરવા ઇચ્છો છો તેના કરતા વિશેષ પ્રમાણુમા તમારો નિર્મળ આત્મા પરમાત્મા રૂપ થયો હોય તોજ તમારી તેવા પ્રકારની પ્રવૃત્તિ થાય, તે વિના થઇ શકે નહી તે ધ્યાનમા રાખજો તેથી સર્વ પ્રાણી માત્ર ઉપર પ્રેમ, દયા, કરૂણા, સદુપદેશ કરવાથી પોતે પોતાનો જ મહાસ્વાર્થ સાધીએ છીએ આત્માનુંજ ઉત્કૃષ્ટપદ આપણે મેળવવા સન્મુખ થયા છીએ એમ તમને જરૂર જણાશે આ વચનને અનુભવી જોશો એટલે ખાતરી થશે આત્મધર્મના સ્વભાવથી વિરૂદ્ધ સ્વભાવને અનુસરવાથી આપણે આત્મધર્મથી વધારે દૂર થઇ જઇએ છીએ આમ હોવાથી પ્રાણી માત્ર ઉપર પ્રેમ કરવો અને તેમનુ યથાશક્તિ પ્રતિદિન હિત સાધવા પ્રયત્ન કરવો એજ પોતાનો મહાસ્વાર્થ છે અને એજ પરમકલ્યાણુનો માર્ગ છે બાળક, યુવાન, યોગી, સન્યાસી, સ્ત્રી, પુરૂષ, અથવા નિર્ધન, પંડિત અગર ન

ભ્રાતભાવ નહિ સાધો, ત્યા સુધી અધ્યાત્મવિદ્યાનો એકડો કાઢતા પણ તમને નથી આવડયો, એ નક્કી અવધારજો આ ત્રણ વસ્તુઓ સાધવી ઘણી સરળ છે આવા વિશુદ્ધ પ્રેમ, દયા, ને ભ્રાતૃભાવથી ત્રણ ભુવન પણ આધીન થાય છે જ્યા જાય ત્યા તેના પ્રતિ સર્વે સાનુકૂળપણે વર્તે છે સિહ પ્રમુખ હિસક પશુઓ પણ મહાયોગી પુરુષોના નિવાસપ્રદેશમા પોતાનો હિસક સ્વભાવ છોડી દે છે એવો ઉલ્લેખ શાસ્ત્રોમા છે, અને તે યોગી મહાત્માઓને જોતા માલુમ પડે છે મન, વચન, અને કાયા એ ત્રિયોગથી ભૂત માત્રનુ હિત ઇચ્છનાર પ્રતિ અને કોઈનુ પણ અહિત ન સાધનાર પ્રતિ પ્રાણી માત્રની વૈર બુદ્ધિ છૂટી જાય છે નિર્દોષ-શુદ્ધ પ્રેમથી વર્તન કરો એવુ જ વર્તન અધ્યાત્મબળને પુષ્ટિપ્રદ છે તમો પ્રેમથી સતત શુદ્ધાચરણનુ અવલબન કરો શુદ્ધ વિચારને અખડપણે હૃદયમા જાગ્રત રાખો પ્રાણી માત્ર ઉપર વિશુદ્ધ પ્રેમ તેમ પોતાના શરીરમા રહેલા જ્ઞાન, દર્શન, ચારિત્રના ધારક આત્મપ્રભુ ઉપર શુદ્ધ પ્રેમ રાખવાનો અભ્યાસ કરશો તો એક પણ દોષ થવાનો સભવ આવશે નહિ

આત્મપ્રેમી અસત્ય બોલી કોઈને ઠગતો નથી વળી આત્મપ્રભુનો પ્રેમી અન્યથી અપરાધ થતા છતા પણ તેના ઉપર ક્રોધ કરતો નથી તેમ ઉશ્કેરાતો નથી આત્માનો પ્રેમી અન્યના દોષો દેખતા તેઓની નિદા કરવા જરા માત્ર હલાવતો નથી [illegible] દ્વાના એક નાના વિચારને પ્રવેશવા સ્થ [illegible] નથી જો તમારે બનવુ હે. [illegible] ત્યાગ કરો

ભાવનાના સંસ્કારો ઉત્પન્ન થાય છે જેમ સૂકર-સૂવર પોતાનું મુખ કાદવ, વિષ્ટામાં રાખે છે, અને કવચિત ઉંચુ જુએ છે, તેમ દુનિયામાં અનેક અજ્ઞાન મનુષ્યોને અન્યોના દોષો દેખવાની તથા અન્યના ખોતરણાં કાઢવાની કુટેવ પડી ગઇ હોય છે તેવા મનુષ્યો નિરંતર કાળી બાજુને જ જુએ છે, પણ ઉજળી બાજુ એટલે ગુણોને કદી દેખતા નથી પરંતુ આમ કરવાથી તેમને પોતાને જ હાનિ થાય છે દોષો અને ખોતરણું એજ તેમના ચિંતનનો વિષય થઇ પડતા-ધ્યાનનો વિષય થઇ પડતા મનુષ્ય જેનું ધ્યાન-ચિંતન કરે છે તેવોજ તે થાય છે એ નિયમાનુસારે પૂર્વોક્ત દોષો તેઓમાં કેટલાક વખત પછી પ્રગટ થાય છે ગમે તેવો સદ્‌ગુણી મનુષ્ય હોય તો પણ તે અન્યના દોષોને દેખે છે અને નિંદામાં તત્પર થાય છે, તો તેના સદ્‌ગુણો એક પછી એક એમ સર્વ નષ્ટ થઇ જાય છે, તેથી ઉલટુ ગમે તેવો દોષવાન મનુષ્ય હોય અને બીજાના ગુણો તરફ દૃષ્ટિ રાખે છે અને કદી કોઇની નિંદા કરતો નથી અને પરમા પરમાણુ જેવડો ગુણ હોય તો પણ પર્વતના સમાન લેખી તેની સ્તુતિ કરે છે, તો તેવો પુરૂષ સદ્‌ગુણી બને છે, માટે દોષ દેખી તમે કોઇની જરા પણ નિંદાને મન, વચન, કાયાથી કરશો નહીં અને એ પ્રમાણે નિંદાનો સર્વથા ત્યાગ કરવાથી તમો અધ્યાત્મજ્ઞાનના અધિકારી થશો, અને તમે સુખેથી આત્મસન્મુખગમન કરશો

ધનવડેજ બીજાઓનુ હિત થાય છે એમ તમે કદી

પ્રદેશે અનત સુખ અનાદિઅનતમે ભાગે રહ્યુ છે તેના પ્રતિ દૃષ્ટિ રાખી તે આત્માનુ ધ્યાન કરો, તે આત્માની પ્રાપ્તિ માટે શુદ્ધ વ્યવહારના આચરણ સેવો, આત્માનો અનુભવ કરો ચૈતન્યજ્ઞાન મરણો અનુભવ તમને પરમાત્માના દર્શન કરાવશે નિશ્ચય કરાવશે વળી તમને અનુભવ મિત્ર, પરમાનદની વાનગી ચખાડશે માટે આત્માના શુદ્ધ વિચારરૂપ ધર્મધ્યાન અને શુકલધ્યાનને સેવો ખાત્રીથી સમજજો કે તમે અનત સુખના મહોદધિ બનશો

તમને શુદ્ધ વિચાર કે જે ધર્મધ્યાન અને શુકલધ્યાન રૂપ છે તે સેવવો કઠીન લાગે છે? અને શુદ્ધાચારણ આચરવુ દુષ્કર લાગે છે? શા માટે ફોકટ બીઓ છો? જે સરલ માર્ગ છે તેને ભ્રાતિથી કઠિન શા માટે સમજો છો? આ રમારૂપ સિહ બનીને અષ્ટકર્મરૂપ સસલાથી બીતા તમને શરમ નથી આવતી? લજ્જા પામો કેમ છેક નિર્બળ મનના બની જાઓ છો સ્થિર થાઓ!! ધૈર્ય અવલબો!! પોતાનુ શુદ્ધ સ્વરૂપ વિચારો પોતાના આત્મસ્વરૂપના વિચાર તરફ વળવું એ તો સ્વાભાવીક સરલ માર્ગ છે આત્મા શિવાય પરભાવ સબધી અશુધ્ધ વિચાર કરવા એ તો અયોગ્ય છે જેમ અગ્નિમા ઉષ્ણતાનો સ્વાભાવિક ગુણ છે જળમા શીતતાનો સ્વાભાવિક ગુણ છે, તેમ અનતજ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્યમય પોતાના આત્માના સ્વરૂપમા ધ્યાન કરવુ પોતાના આત્માના અસખ્યાત પ્રદેશમા સ્થિર દૃષ્ટિથી લયલીન થવુ તે તમારો સ્વાભાવિક શુધ્ધ ધર્મ છે તેના સબધી [illegible]ન, મનન, તે સર્વ શુદ્ધ

કાર ભેદાયો છે, એવી ધ્યાનરૂપ જ્યોતિ જેને પ્રગટ થઈ છે, એવો શરીરને વિષે રહેલો ધ્યાનીનો આત્મા, શોભી રહ્યો છે વળી ધ્યાનીની વિચિત્ર દશા બતાવે છે

શ્લોક --

या निशा सकलभूतगणाना,
ध्यानिनो दिनमहोत्सव स एव ।
यत्र जाग्रति च तेऽभिनिविष्ठा,
ध्यानिनो भवति तत्र सुषुप्ति ॥ १ ॥

સકલ પ્રાણી સમૂહને જે રાત્રી છે, તે જ ધ્યાનીઓને દિવસનો મહોત્સવ છે અને સસારી જીવો જે વેળાએ પરભાવ પરિણુતિમા જાગે છે, તે વેળાએ પરભાવ પરિણુતિમા ધ્યાની મુનિરાજો ઉઘે છે કામાતુર પ્રાણી વિષયની પ્રાપ્તિ અર્થે અશુદ્ધ વિચાર સેવતો જ્યારે કદર્થના પામી ખિન્ન થાય છે, ત્યારે આત્મધ્યાની પરમાત્મદર્શનની ઇચ્છા વાળો થયો છતો આત્મધ્યાનમા તૃપ્તિ માનીને તેમાજ સુખી થયો છતો રાગ-દ્વેષના વિચારોનુ સેવન કરતો નથી આત્મસ્વરૂપનુ ધ્યાન કરનાર કર્મથી બધાતો નથી આત્મધ્યાની મુનીદ્રને ઇદ્ર, ચદ્ર, નાગેદ્ર અને રાજાની શ્રેણિ, નમસ્કાર કરે તો પણ આત્મધ્યાની તેથી ખુશી થતો નથી, અને કોઈ તેનો તિરસ્કાર કરે છે તો પણ તેથી તે નાખુશ થતો નથી કોઇ કહે છે કે ચદ્રમા અમૃત રહ્યું છે, કોઈ નાગ લોકમા અમૃત રહ્યું છે એમ કહે છે, કોઇ દૂધમા અમૃત રહ્યું છે એમ માને છે, પણ આત્મજ્ઞાની પુરૂષ કહે છે કે તે સ્થાને અમૃત નથી ખરૂ અમૃત કે જેની પ્રાપ્તિથી જન્મ, જરા અને મરણના

માટે હવે સુજ્ઞો ! સવાલાખ ટકાની ક્ષણ જાય છે એક ઘડી જેતુ મૂલ્ય થાય નહિ, એવી એક ઘડી પણ મનુષ્ય અવતારની દુર્લભ છે, માટે તે લેખે લગાડો ! કયા બાહિરમા તમે સુખની ભ્રાન્તિથી ભમો છો ? નક્કી જાણો કે સત્યસુખ જડ-બાહ્યપદાર્થોમા નથી અને જીવો ભ્રાન્તિથી બાહ્ય વસ્તુમા સુખની આશાએ ભુલ્યા, ભવમા ઝુલ્યા, અને મનુષ્યભવ હાર્યા, જેમ ઝાઝવાના દેખાતા જળથી તૃષા ભાગતી નથી, ખારા જળથી જેમ તૃષા ભાગતી નથી તેમ બાહ્યવસ્તુઓ કે જે સ્ત્રી, પુત્ર, ધન, ઘર, હાટ, હવેલા, ગાડી, વાડી, લાડી, તાડી, વિગેરે છે તેમા સુખની આશાથી જીવ પ્રયત્ન કરે છે, પણ અતે જ્યારે તે વસ્તુઓથી સુખ થતુ નથી અને તે વસ્તુઓ પોતાની સાથે પરભવમા આવતી નથી એમ જાણે છે ત્યારે પોતાની ભુલ સમજે છે પ્રિયસાધકો ! સાસારિક પદાર્થોનો અનુભવ કરતા હવે તમને ખરી ખાતરી થઇ હશે કે બાહ્ય વસ્તુઓમા સુખ નથી સુખ તો આત્મામા છે માટે હવે તમે સુખ આત્મામા શોધો ધ્યાન દ્વારાઆત્મામા સુખ શોધતા તમને સત્ય સુખ સપ્રાપ્ત થશે આ વચન ધ્રુવના તારાની પેઠે હૃદયમા સ્થિર કરજો અને આત્માની સન્મુખ, વળજો પ્રિય ભાઇ ! તમને આત્માના સ્વરૂપની વાટે વળતા અને આત્મધ્યાનના રસ્તામા ચાલતા મિત્રોની મુલાકાત થશે શું મિત્રોની હા મિત્રોની મુલાકાત ત્યારે તે મિત્રોના નામ શા છે ? સાભળો ક્રોધ, માન, માયા અને લોભ, એ ચારની ચોકડી કહેવાય છે, તે તમારી પાસે આવી તમને રસ્તામાથી પાછા વાળશે પણ

અનુભવમિત્રની પ્રાપ્તિ થાય છે, અનુભવમિત્રનું સામર્થ્ય શ્રી આનંદઘનજી મહારાજ વર્ણન કરતા છતા કહે છે કે —

स्तवन

वीरजिनेश्वर परमेश्वर जयो, जगजीवन जिनभूप,
अनुभवमित्ते चित्ते हितकरी, दाख्यो जास सरूप
वीर जिनेश्वर० (१)

जेह अगोचर माणस वचनने, जेह अतीन्द्रियरूप,
अनुभवमित्ते विगते शक्तिशु, भाख्यो तास स्वरूप
वीरजिनेश्वर० (२)

नयनिक्षेपे जेह न जाणीए, नवि जिहां प्रसरे प्रमाण,
शुद्धस्वरूपे ब्रह्म ते दाखवे, केवल अनुभवभाण
वीरजिनेश्वर० (३)

अलख अगोचर अनुपम अर्थनो,कुण कही जाणेरे भेद;
सहज विशुद्धशु अनुभववयण जे, शास्त्र ते सघळांरे खेद
वीरजिनेश्वर० (४)

दीसी देखाडी शास्त्र सर्वे रहे, न लहे अगोचर वात,
कारज साधक बाधक रहित ए, अनुभवमित्तविख्यात
वीरजिनेश्वर० (५)

अहो चतुराइ अनुभवमित्तनी, अहो तस मित्तप्रतीत,
अतरजामी स्वामी समीप ते, राखी मित्तशु रीत
वीरजिनेश्वर० (६)

अनुभवसगे रंगे प्रभु मील्या, सफल फल्या सवी काज,
निजपद सपद जे ते अनुभवे, आनदघन महाराज
वीरजिनेश्वर० (७)

ભાવાર્થ—પ્રથમ સાલબન ધ્યાને શ્રી વીરપ્રભુને ઉદ્દેશીને

કરવાનો છે. શબ્દ છે તે પુદ્ગલ પરમાણુઓનો બનેલો સ્કંધરૂપ પર્યાય છે તે શબ્દ ત્રણ પ્રકારનો છે, સચિતશબ્દ, અચિત-શબ્દ, સચિત્ત અચિત્તમિશ્રશબ્દ એ શબ્દના બીજા પણ ભેદો થાય છે તે રૂપી શબ્દને શ્રવણેંદ્રિય ગ્રહણ કરે છે, અને આત્મા તો પુદ્ગલ દ્રવ્યથી ન્યારો છે, તેથી કાનથી પણ આત્મા ગ્રાહ્ય થઇ શકે નહીં અને ઇંદ્રિયથી પણ જે ગ્રાહ્ય થાય નહીં એવા અતીંદ્રિય આત્માને કોણ દેખાડી શકે? કોની મદદથી તે દેખાય? ત્યારે આનંદઘનજી મહારાજ કહે છે કે 'અનુભવમિત્તે વિગતે શક્તિશ્યુ ભાખ્યો તાસસ્વરૂપ,' મતિજ્ઞાન, અને સમ્યક્શ્રુતજ્ઞાન તે થકી અખંડ ઉપયોગપણે કરેલું જે આત્મધ્યાન તે થકી થયેલો જે આત્માનો નિશ્ચય, નિર્ધાર-પ્રતીત તેને અનુભવજ્ઞાન કહે છે તે અનુભવ જ્ઞાનરૂપ મિત્ર પરમાત્માની વાટે વળતા વચ્ચે પૂર્વોક્ત મતિજ્ઞાન શ્રુતજ્ઞાનના ઉપ-યોગથી ધ્યાન કરતા રસ્તામા મળ્યો તેણે વિગતે કરી એટલે હેતુ લક્ષણ પ્રમાણ ગુણપર્યાયથી જેવું જેવું આત્મસ્વરૂપ હતું તેવું ભાખ્યું અને તેથી હું પોતેજ પરમાત્મા છું, મારી અંદર અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંત-ચારિત્ર, અનંતવીર્ય ગુણ, આદિઅનંત ગુણભર્યા છે, એવો મને તે અનુભવમિત્રે નિશ્ચય કરાવ્યો. એ નિશ્ચય સામાન્ય નહીં પણ ચોલમજીઠના રંગ જેવો કરાવ્યો, સાક્ષાત્ પરમા-ત્મારૂપ મારા આત્માને મેં જાણ્યો, ઓળખ્યો અહો! કેટલો આનંદ, મારા સર્વ કાર્ય ફળ્યા, અહો અનુભવમિત્ર! તે તો અપૂર્વ મિત્રતાનો હક્ક બજાવ્યો તે સર્વથી અલૌકિક છે, કેમકે જેના ધર્મમા નયનો પણ પ્રવેશ નથી, એટલે

ઇંદ્રિય દ્વારા કોઈ પણ ચિન્હ-નિશાન દેખીને જે જ્ઞાન થાય તે અનુમાન જાણવુ જેમ ધુમાડો દેખીને અનુમાન થાય કે અમુક ઘરમા અગ્નિ છે વળી પોતે નદીના કાંઠે વસે છે, પોતાના દેશમા વર્ષા થઇ નથી, અને એવામા ધમધોકાર નદીમા પાણીનુ પૂર આવ્યું દેખીને અનુમાન થાય કે અમુક દેશમા મેઘવૃષ્ટિ થઈ છે જો તે દેશમાં મેઘવૃષ્ટિ થઇ ન હોય તો નદીમા પાણીનુ પૂર આવે નહી પ્રત્યક્ષ આખથી પાણીનુ પૂર દેખાય છે, માટે અવસ્ય તે દેશમા વૃષ્ટિ થઈ છે એવુ જે જ્ઞાન થાય છે, તે અનુમાન પ્રમાણથી સમજવુ. તેમ દરેક શરીરમા આત્માઓ રહેલા છે, તે અનુમાનથી જણાય છે, જેમ ઇદ્રિયોથી સુખ દુખની ચેષ્ટા કરનાર આત્મા શરીરમા છે જ્યા સુધી આત્મા શરીરમા છે ત્યા સુધી ઇદ્રિયો દ્વારા સુખ-દુખની ચેષ્ટા થાય છે મૃતક શરીરમા ઈદ્રિયો અથવા શરીર દ્વારા સુખ-દુખની ચેષ્ટા થતી નથી, વા મૃતક શરીરમા પ્રત્યેક ઇદ્રિયો પોતપોતાના કામથી રહિત થાય છે તેથી તેમા આત્મા નથી જે શરીરમા આત્મા છે, ત્યા ઇદ્રિયો દ્વારા તથા શરીર દ્વારા સુખ દુખની ચેષ્ટા થાય છે માટે ઇદ્રિયો તથા શરીરની સુખ-દુખાદિ ચેષ્ટાથી શરીરમા આત્માને સિદ્ધ કર્યો, માટે તે અનુમાન પ્રમાણ સમજવુ તથા દેવલોક, નરક, નિગોદ વગેરેના વિચારોને સૂત્ર સિદ્ધાતથી જાણીએ છીએ, તે આગમ પ્રમાણ જાણવુ તેમ કોઇ વસ્તુની ઉપમા આપીને વસ્તુને ઓળખાવવી તે ઉપમાન પ્રમાણ જાણવુ

પ્રત્યક્ષ પ્રમાણુ તો હાલના વખતમા નથી કેવળજ્ઞાન તથા કેવળદર્શન પ્રત્યક્ષ પ્રમાણુ જાણુવા અવધિજ્ઞાન અને મન પર્યવજ્ઞાન દેશ પ્રત્યક્ષ છે હાલ તો અનુમાન, આગમ, ઉપમાન, એ ત્રણુ પ્રમાણુ આ ક્ષેત્રમા વર્તતા જીવોને પ્રવર્તે છે આત્માનુ સ્વરૂપ સાક્ષાત્ જાણુવામા કેવળજ્ઞાન રૂપ પ્રત્યક્ષ પ્રમાણુ તો નથી બાકીના ત્રણુ પ્રમાણુ મતિ-જ્ઞાન અને શ્રુતજ્ઞાનાવલબીપણે વર્તે છે અને મતિ અને શ્રુતજ્ઞાન તો પરોક્ષ પ્રમાણુ છે, માટે તેનાથી આત્માનુ સ્વરૂપ સાક્ષાત્ અનુભવાતુ નથી, પણુ મતિજ્ઞાન અને શ્રુત જ્ઞાનથી જન્ય અને કેવળજ્ઞાનનુ હેતુ એવુ અનુભવજ્ઞાન છે, તેથી શુદ્ધ આત્મસ્વરૂપ ભાસે છે, એવુ અનુભવજ્ઞાન જાણુવુ નૈયાયિકોએ ઇન્દ્રિયજન્ય જ્ઞાનને પ્રત્યક્ષ જ્ઞાન કહ્યુ છે, પણુ તે તો પરોક્ષ જ્ઞાન છે ઇન્દ્રિયજન્ય જ્ઞાનનો મતિજ્ઞાનમા તથા શ્રુતજ્ઞાનમા સમાવેશ થાય છે મતિ અને શ્રુતથી આત્માનુ સ્વરૂપ કઇક જાણી શકાય છે, પણુ તે પરોક્ષપણે છે આત્માથી જીવને સાધક અવસ્થામા પણુ પ્રત્યક્ષની જેમ આત્મજ્ઞાન કરાવનાર તથા નિશ્ચય કરાવનાર કેવળજ્ઞાનના સરખુ અનુભવજ્ઞાન છે અનુભવજ્ઞાનનો એવો મહા અદ્ભુત પ્રભાવ છે તે અનુ ભવજ્ઞાન જાણે જ્ઞાનરૂપી સૂર્ય હૃદયમા ઉગ્યો હોય એવુ શોભી રહ્યુ છે

નય તથા નિક્ષેપા પણુ આત્માનુ પરોક્ષપણે જ્ઞાન તથા શ્રદ્ધા કરાવી આપનાર છે, માટે તે પ્રત્યક્ષપણે જ જેમ તેમ ભાસમાન તથા નિર્ધાર કરાવી આપનાર નય,

સમજવા, કારણ કે સઘળા શાસ્ત્રો આત્માનો અનુભવ થવામાં કારણ છે, અને શુદ્ધ અનુભવજ્ઞાન કાર્ય છે કારણ રૂપ શાસ્ત્રો વાંચ્યા પણ આત્માનું શુદ્ધ અનુભવજ્ઞાન રૂપ કાર્ય પ્રગટ્યુ નહી તો તે ખેદરૂપ જાણવા જેમ ગાયને ઘાસ ખવરાવવામા આવે છે, તે દૂધની આશાએ, પણ ઘાસથી દૂધ રૂપ કાર્ય સફળ ન થયું તો ઘાસ ખવરાવવુ તે ખેદને પ્રગટાવે છે, તેમ અત્ર સમજવું માટે અનુભવજ્ઞાન છે તે ઘત સમાન છે જેને શુદ્ધ અનુભવજ્ઞાન પ્રગટ્યુ છે તે સિદ્ધાત્માની પેઠે પ્રત્યક્ષ સુખ ભોગવે છે—

વળી અનુભવજ્ઞાનની સ્તુતિ કરતા કહે છે કે—

'દિસિ દેખાડી શાસ્ત્ર સવેં રહે' સર્વ શાસ્ત્ર, આત્મરૂપનો રસ્તો દેખાડે છે ભવ્ય પ્રાણીઓ જો તમારે આત્માનો ખપ હોય તો અમુક રસ્તે જાઓ એમ દિગ્દર્શન કરાવી આઘા રહે છે, પણ તે અગોચર વાતને પામી શકતા નથી એટલે સર્વ શાસ્ત્ર પ્રત્યક્ષપણે આત્મસ્વરૂપ જણાવવા તથા દેખાડવા સમર્થ નથી, પણ કાર્યનો એટલે ક્ષાયિકભાવે અનતજ્ઞાન, અનત દર્શન, અનત ચારિત્ર, અનત વીર્યનો ઉત્પાદક અને કોઇ પણ પ્રકારની બાધા રહિત અનુભવજ્ઞાન રૂપ મિત્ર જે તે પ્રત્યક્ષપણે જ જેમ તેમ આત્મસ્વરૂપ જણાવવા તથા દેખાડવા સમર્થ છે, અને જગતમા પ્રસિદ્ધ એવો અનુભવજ્ઞાનરૂપ મિત્ર છે અહો તેની કેવી દક્ષતા? અહો અનુભવજ્ઞાન રૂપમિત્રની કેવી ચતુરાઈ? કેવુ ડહાપણ? અને તેની કેવી પ્રતીતિ? અતરજામી જે શરીરમા રહેલો અસ-

એટલે, અને તેને આગળ કરી આત્મસ્વરૂપના માર્ગે પોતાના નિર્ભય દેશમા ચાલજે ચાલતા ચાલતા નીચે લખેલી હિતશિક્ષાનુ સ્મરણ કરજે

स्वस्थ चित्ते चालवुं त्या, मोह घाटी भेदवी
घाट अवघट उतरीने, आत्मसत्ता वेदवी जीवडा १
चित्तनिज उपयोगमाही, रात्री दिवस चाल्जे,
पामी प्रेमे देश तारो, निजस्वरूपे म्हाल्जे जीवडा २

સ્વસ્થચિત્તથી એટલે જેટલી પરવસ્તુ છે તેનાથી ચિત્ત ખેચીને એક આત્માના શુદ્ધ સ્વરૂપમા જ ચિત્ત સ્થાપીને અપ્રમાદદશાએ ઉપયોગ રાખી સ્વસ્વરૂપ પ્રતિ ક્ષણે ક્ષણે સાધકદશાએ જવાનુ છે અને હે ભવ્યાત્મા ! ચાલતા મોહ રાજાના લશ્કરની અવઘટઘાટી ભેદીને જવાનુ છે, માટે પોતાના સ્વરૂપમા લક્ષ્ય રાખી મન વચન અને કાયાના યોગનો વેપાર રૂધી નિર્વિકલ્પદશાને ગ્રહી ચાલજે, એટલે મોહઘાટી ભેદાઇ જશે હવે એવો મોહનો અવઘટ ઘાટ ઉતરીને એટલે તેનો પારપામીને શુદ્ધ આત્મસત્તા પોતાની જેવી છે તેવી તારે વેદવી વળી શિક્ષા આપતા કહે છે કે પોતાના આત્માના ઉપયોગમા તુ ચિત્ત રાખજે, કારણ કે ચિત્ત મર્કટ સમાન છે ઘડીમા પાતાળમા તો ઘડીમા આકાશમા એવી તેની ચચળ સ્થિતિ છે અગ્નિ કરતા વાયુની તીવ્ર ગતિ છે, વાયુ કરતા વીજળીની અતિવેગવાળી ગતિ છે અને વીજળી કરતા પણ મનની ઘણીજ વેગવાળી ગતિ છે ત્યારે એવા મનને શી રીતે વશ કરવું ? શી રીતે યુક્તિ કરવાથી પોતાના વશમા રહે તો તેનો

રૂપ માનતા અનિત્ય થાય, નાશવ ત થાય અને ત્રિકાલમા એકસ્વરૂપ રહે નહિ માટે આત્મા અનાદિ કાળથી છે એમ સ્વીકારતા કોઇ જાતનો દોષ આવતો નથી, આત્મા અન ત છે, એટલે આત્માનો કદિઅ ત નથી, નાશ નથી માટે આત્મા અનાદિ અન ત કહેવાય છે આત્મા પોતાના અસખ્યપ્રદેશે કરી ત્રણે કાળમા એક સ્વરૂપ છે અન તકાળ ગયો તો પણ આત્માના અસખ્ય પ્રદેશમાથી એક પ્રદેશ પણ ખર્યો નથી, વર્તમાન કાળે ખરતો નથી, અને ભવિષ્યકાળે એક પ્રદેશ પણ ખરશે નહિ તેમ આત્માના અન ત ગુણો છે, તેમાથી એક ગુણ ભૂતકાળે ખર્યો નથી અને ભવિષ્યકાળે એક ગુણ પણ આત્માનો ખરશે નહિ, માટે આત્મા અક્ષર કહેવાય છે વળી આત્મામા કોઈ પણ જાતનો રૂપી અક્ષર નથી માટે અનક્ષર કહેવાય છે અક્ષરરૂપ જે જ્ઞાન તેથી આત્માની ઓળખાણ થાય છે, પણ તે રૂપી અક્ષરો અરૂપી એવા આત્મસ્વરૂપમા પ્રવેશ કરી શકતા નથી, માટે કહ્યુ છે કે —

पद

शाब्दिक तार्किकपंडित छाके, ते पण त्या जइ थाके,
शब्दतीर पण ज्या नहीं पहोचे, शब्दवेधीना ताके
भया अनुभव रंग मजीठारे, उसकी वात न वचने थाती ॥

વળી આત્મા, આકાશની પેઠે અસ ગી છે વ્યવહારે જોતા આત્મા ક્ષીર-નીરની પેઠે પુદ્ગલની સાથે પરિણમી રહ્યો છે, તો પણ નિશ્ચયનયથી જોતા પોતાના સ્વરૂપે સત્તાથી અસંગી છે અને સિદ્ધના જીવો તો સદાકાળ પોતાના

થાય તે સ્ત્રીવેદ એટલે પુરૂષ ભોગવવાની ઇચ્છા જેનાથી થાય તે નપુંસકવેદ એટલે સ્ત્રીપુરૂષ ઉભય ભોગવવાની ઇચ્છા જેનાથી થાય તે એ ત્રણ પ્રકારના વેદથી પણ રહિત, નિશ્ચયનયથી જોતા આત્મા છે, માટે આત્મા અવેદી જાણવો વળી સત્તાથી જોતા અરોગી, અછેદી, અભેદી, અકષાઇ, અસખાઈ, અલેશ્મી,અશરીરી, અણાહારી,અવ્યાબાધ, અનવગાહી અગુરૂલઘુપરિણામી, અતીન્દ્રિય, અપ્રાણી, અયોની,અસંસારી, અમર, અવ્યાપી, અનાશ્રિત, અકંપ, અવિરૂદ્ધ, અનાસવ, ચિદ્દઘન, આનંદઘન, અશોકી, લોકાલોકજ્ઞાયક, સત્સ્વરૂપી એવો આત્મા જાણવો પણ સંસાર અવસ્થામા કર્મના યોગે સર્વ ઋદ્ધિ તિરોભાવે રહી છે, તેથી આવિર્ભાવે પોતાની શક્તિનો ઉપયોગ કરી શકતો નથી વળી જેમ તલમા તેલ વ્યાપીને રહ્યુ છે ફુલમા સુગંધ જેમ વ્યાપીને રહી છે, શેલડીમા જેમ રસ વ્યાપીને રહ્યો છે, તેમ આત્મા આ દેખાતી કાયામા અસંખ્યપ્રદેશરૂપ વ્યક્તિથી વ્યાપી રહ્યો છે વળી તે આત્માને ચાર પ્રમાણથી તથા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવથી જાણે એવી રીતે ષડદ્રવ્યમાથી પોતાના આત્માને ઉપાદેય જાણે, અનાદિકાળથી પુદ્દગળ દ્રવ્યના પર્યાયરૂપ અષ્ટ કર્મ આત્માને લાગ્યા છે, એને તેથી પોતાનુ સ્વરૂપ ભૂલી ગયો છે, અને તેથી આત્મા રાગ, દ્વેષના યોગે પરભાવ રંગી તથા પરભાવ સંગી થયો છે, તેથી પોતાનુ સ્વરૂપ ભૂલી ગયો છે પણ કાળલબ્ધિયોગે સદ્દગુરૂ દ્વારા જ્યારે જ્ઞાન થયુ ત્યારે જાણ્યું કે હુ આત્મા એક છુ, અને સર્વ સંસારભાવથી ન્યારો છુ હું આજ સુધી અજ્ઞાનથી પરવસ્તુમા

કરવાનો અતર ઉપાય છે હવે તે એક જ આત્મસ્વરૂપમા સ્થાપન કરેલુ મન કેવુ થાય છે તે જણાવે છે

आलम्ब्यैकपदार्थं, यदा न किंचिद्विचिन्तयेदन्यम्।
अनुपनतेन्धनवह्निवदुपशान्त स्यात्तदाचेत ॥ १ ॥
शोकमदमदनमत्सरकलहकदाग्रहविषादवैराणि ।
क्षीयन्ते शान्तहृदामनुभव एवात्र साक्षात्त ॥ २ ॥

**ભાવાર્થ** —આત્માના ગુણપર્યાયનુ અવલબન કરીને આત્મારૂપ એક પદાર્થમા સ્થિર થએલુ મન જ્યારે અન્ય પદાર્થોનુ ચિતવન નથી કરતું, ત્યારે તે પોતાની મેળે શાત થઈ જાય છે જેમ કાષ્ટ વિનાની અગ્નિ પોતાની મેળેજ ઓલવાઇ જાય છે તેમ અત્ર સમજવું

વળી એવી રીતે શાત મન થતા શોક, અહકાર, કામ, મત્સર, કલેશ, કદાગ્રહ, વિષાદ અને વૈર તે પોતાની મેળે ક્ષય પામે છે જે મહાત્માઓએ આત્મામાજ મનને લાગાવી ઘણી મહેનતે મનને શાત કર્યું છે, તેમને સાક્ષાત્ તેનો અનુભવ વર્તે છે, એમ નક્કી જાણવુ વળી તે મન શાત થઇ જતા આત્માની કેવી સ્થિતિ થાય છે તે બતાવે છે

श्लोक —

शान्ते मनसि ज्योति,प्रकाशते शान्तमात्मन सहजम्।
भस्मीभवत्यविद्या, मोहध्वान्त विलयमेति॥ २ ॥

એવી રીતે મન શાત થયે છતે આત્માની અનત આનદ, સુખદાયક શાત જ્યોતિ સહેજે પ્રકાશે છે, અને અવિદ્યા બળીને ભસ્મીભૂત થાય છે, અને મોહરૂપ અધકાર નાશ પામે ૐ ે અતરમા જ્ઞાનરૂપ સૂર્ય

નહિ મોક્ષ માર્ગની ખરી કુચીઓ તો ગુરૂની પાસે રહે છે આથી હવે તે વધારે શુ જાણતા હશે? એમ નિશ્ચય કરી બેસશો નહિ જેમ વૈદ્ય રોગીને રોગની પરીક્ષા કરી ઔષધ આપે છે, દરદીના રોગોની પરીક્ષા કરી જુદી જુદી દવા આપે છે, તેમ સદ્ગુરૂ તે વદ્ય સમાન છે તે તમારી અતરની નાડી તપાસીને તમને આપવા લાયક ઉપદેશ રૂપ ઔષધ આપશે તમારા સારાને માટે આપશે, માટે તમો તેમની વિશેષ ભક્તિ કરજો, અને તેમની સેવામા રહેજો, તેમની આજ્ઞા પ્રમાણે ચાલજો વૈદ્યનુ નામ ધરાવી જેમ ફોગટીયા વૈદ્ય, ઉટવૈદુ કરી લોકોને ઠગે છે, તેમ તમે પણ તે બાબતની સાવચેતી રાખજો માથે એક જ્ઞાની સદ્ગુરૂની આજ્ઞા ધારજો તમને જેમ જેમ યોગ્યતા પ્રાપ્ત થશે તેમ તેમ તમને અધ્યાત્મમાર્ગની કુંચીઓ અર્પ્યા કરશે યોગ્યતાની ઘણી જરૂર છે તમો સદ્ગુરૂને દેખી તુરત બેઠા હો તો ઉભા થઈ વદન કરજો ખાતા પણ જો સદ્ગુરૂ મહારાજ પધારે તો ઉભા થઇ હાથ જોડી યથા-યોગ્ય વિનય સાચવજો પોતાનાજ ગામમા સદ્ગુરૂ પધાર્યા હોય તો તેમના દર્શન કરી, તેમને શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે ત્રણ પ્રદક્ષણા દઇ ખમાસમણા તથા અભુટ્ઠિઓ અભિતર પૂર્વક વદન કરજો જ્યારે ગુરૂ મહારાજ પાસે જાઓ ત્યારે વદનની વિધિ સાચવજો (ધર્મસ્ય મૂલ વિનય) ધર્મનું મૂળ વિનય છે જેમ તમારામા વિશેષ વિનય તેમ તમો યોગ્યતાના વિશેષ અધિકારી થશો તમો સદ્ગુરૂ મહારાજ પાસે આવી અક્કડ ને અક્કડ રહી ઉભા ઉભા બે હાથ જોડી

મરજી સાચવતા રહો છો અને કહો છો કે, શેઠ સાહેબ !! અમારા ઉપર મહેરબાની રાખતા રહેજો અમે તમારાથીજ જીવનારા છીએ નોકરી જો તમો કરતા હો છો તો તમારો ઉપરી તમારા ઉપર પ્રસન્ન રહે, તે માટે તમે કેટલુ બધુ લક્ષ રાખો છો ? વળી તમારો સાહેબ અક્કલનો બારદાન છતા, ગમાર અને ઢોલામારૂ જેવો મનમા જાણતા છતા, તેને નમી નમીને સલામ કરો છો આપ સાહેબ, મુરબ્બી સાહેબ નેકનામદાર વિગેરે શબ્દો વદી તેને સબોધો છો પ્રસગ આવતા પગાર વધારવા તેને પગે લાગીને વીનવો છો તમો પેલો લાટ સાહેબ આવનાર હોય છે તો હે હે લાટ સાહેબ આવવાના છે એમ જાણી તેને જેવા જેવા દોડો છો, અને તમારી સલામ તે લે અગર ના લે તો પણ તમે કેવા સલામો કરવા ઝુકી પડો છો આવા સામન્ય પુરૂષોની આવી ગુલામી કરતા તમો અચકાતા નથી, અને જે જ્ઞાનના મહોદધિ છે, સર્વ પ્રકારની યોગ્યતાવાળા છે, અને જે આપણા અપરાધો હોવા છતા નિરતર ક્ષમાદષ્ટિથી જુએ છે, અને જે આપણા માતાપિતા કરતા પણ અનવધિ ઉપરકારના કર્તા છે, અને જે ભાવધર્મના દાતાર છે, તેવા ગુરૂમહા-રાજની ધર્મના માટે આજીજી કરતા શરમ આવે, તેવા સદ્ગુરૂ મહારાજને પગે લાગી વીનવતા શરમ આવે આ શુ તમે ઓછુ કરો છો ? શુ તમને આવી રીતે વર્તતા આત્મકલ્યાણની પ્રાપ્તિ થઇ શકશે વારૂ ! નહી થશે નહી, એમ નક્કી સમજજો લોર્ડના લોર્ડ, રાજાના રાજા, સાહે-બના સાહેબ, તમે ગુરૂ મહારાજને માનજો, અને તેમની અતરની આ[illegible] તમો સર્વ પ્રાપ્ત કરી શકવા[illegible]

આત્મજ્ઞાન અર્પવા આવશે ગુરૂનુ શરીર પણ તમારા જેવુ ઔદારિક દેખીને તેમા દેવબુદ્ધિ નથી સ્થપાતી ? એ ગુરૂબુદ્ધિ નથી, તથાપિ તેમા તમારો જ દોષ છે સમજો કે દેવના કરતા પણ ગુરૂ ઉપદેશદાનમા મોટા છે તેમા ગુરૂમહારાજે સમકિત દાન આપ્યું તેથી તે મોટામા મોટા છે વળી તીર્થ કરદેવે ગુરૂની બાબતમા પણ તમને આગળ જણાવ્યુ છે, કે સમકિતદાયક ગુરૂ તે જ દેવ સમજવા તેમનો ઉપકાર ઠ્ઠી વાળી શકાતો નથી કહ્યુ છે કે—

समक्तिदायकगुरु तणा, पच्चुवयार न थाय,
भवकोडाकोडी करे, करता कोटि उपाय ॥

આમ શ્રી યશોવિજયજી ઉપાધ્યાય જણાવે છે પુન પુન તે વાકયનું મનન કરો સત્ય માર્ગને જે બતાવી મોક્ષપુરીમા પહોચાડે એવા ગુરૂનો ઉપકાર કોઇ જીવ કોઈ પણ ઉપાયે વાળી શકનાર નથી શ્રી સદ્‌ગુરૂ મહારાજ પાર્શ્વમણિ સમાન છે સાગરની, સૂર્યની, ચદ્રની, કલ્પવૃક્ષની ઉપમા શ્રી સદ્‌ગુરૂ મહારાજને આપી છે માટે સદ્‌ગુરૂની શ્રદ્ધા વડે તમે તમારા આત્મિક કાર્યમા પ્રવૃત્તિ કરજો, શાત ચિત્તથી પ્રવર્તજો અપૂર્વ મહોદયનુ કારણ આ કાર્ય છે, એમ સમજી તમો પ્રવર્તજો તમારા આત્મોન્નતિના કાર્યમા શનૈ શનૈ ક્રમવાર પ્રવૃત્તિ કરજો તમને પ્રથમ તો આ કાર્યમા પ્રવર્તવુ અઘરુ લાગશે, પણ દરરોજ પ્રયત્નમા જોડાતાં તમારા કાર્યમા તમને પ્રેમ થશે, અને જેમ જેમ તમને આત્મસ્વરૂપમા પ્રેમ વધે તેમ તેમ તમે જાણજો કે હુ હવે સસારથી દૂર થતો જાઉં છુ, અને આત્મસ્વરૂપ તરફ

અભ્યાસ કરવા બેઠા કે તુરત તમે એમ એ ની પરીક્ષા પસાર કરવાના નથી બી વાવ્યુ કે તુરત કઇ અકુરા ઉગી નીકળતા નથી, હળવે હળવે પ્રયત્ન કરતા અનુક્રમે કાર્યની સિદ્ધિ થાય છે આત્મવિદ્યાના નિયમને નિરતર યાદ કરો કે આત્મસ્વરૂપનો વિચાર કરતાં તેનુ યથાર્થ સ્વરૂપ તમારા લક્ષ્યમા ન આવે, તો પણ તેનોજ વિચાર કરવાથી આત્મ સ્વરૂપ સમજવાનુ બળ અતકરણમા પ્રગટે છે, અને એને એ પ્રમાણે ધ્યાનનો પ્રયત્ન ચાલુ રહેતા જે અગમ્ય હોય છે તેનુ કઇક સ્વરૂપ ગમ્ય થાય છે, અને અતે પ્રયત્ન સફળતાનેજ પામે છે, અને અતકરણથી દૃઢ પ્રત્યયપૂર્વક ભાવના કરજો કે આ દેખાતો દેશ તે મારો નથી જે આ દેશ બાહ્ય ચક્ષુથી દેખાય છે તેથી આત્માનો દેશ ન્યારો છે આત્માનો દેશ તો લક્ષ્યમાં આવે એવો નથી, એટલે તે અલખ છે અનુભવજ્ઞાનથી તે અસખ્યપ્રદેશરૂપ વ્યક્તિવાળો આત્મતત્ત્વ દેશ છે તેનો પ્રયત્ન ઉપજે છે તમારા દેશમા સાત ભયમાનો કોઇ ભય નથી, માટે તે દેશનુ પુન પુનઃ સ્મરણ કરજો તે અબધી નીચેનુ પદ સ્મરી જજો

पद

(अजपाजापे सुरता चाली–ए राग)

अलखदेशमे वास हमारा, मायासे हम है न्यारा,<br>
निर्मलज्योति निराकार हम, हरदम हम धुचका तारा ॥१॥<br>
सुरतासंगे क्षण क्षण रहेना, दुनियादारी दूरकरणी,<br>
सोहजापका ध्यान लगाना, मोक्षमहेलकी निस्सरणी<br>
पढना गणना सबही जूठा, जब नहि आतम पीछाना,

મમતાના યોગે એકબીજાનુ ખ ડન કરતા આત્મસ્વ-રૂપના અભાવે અજ્ઞાનમય ક્લેશને પામે છે અને અધ્યાત્મજ્ઞાનથી ઉત્પન્ન થયેલા વિવેકવડે, જેણે સ્વપરની વ્હેચણુ કરી આત્મસ્વરૂપનુ જ્ઞાન મેળવ્યુ છે, અર્થાત્ યથાર્થપણે અધ્યાત્મ-શાસ્ત્રનુ અનુભવ જ્ઞાન પ્રાપ્ત કર્યું છે એવા અધ્યાત્મ શાસ્ત્રવેત્તા ખરેખર રસનિધિના-સત્યસુખના ભોક્તા બને છે જેમ ચ દ-નના ભારને ગધેડા ઉપાડી ક્લેશ પામે છે પણ ચ દનને ભોગ શીતલતા ને સુગ ધીનો અનુભવ તો કોઇ ભાગ્યવ ત-રસજ્ઞ પામે છે, એમ આધ્યત્મશાસ્ત્રની તેમ અધ્યાત્મજ્ઞાનની શ્રેષ્ઠતા બતાવી, વળી શ્રી યશોવિજયજી ઉપાધ્યાજી અધ્યાત્મ-શાસ્ત્રનો વિશેષ મહિમા જ્ઞતવતા કહે છે કે —

શ્લોક

धनिनां पुत्रदारादि, यथा संसारवृद्धये।
तथा पाण्डित्यदृप्ताना, शास्त्रमध्यात्मवर्जितम् ॥१॥
अध्येतव्या तदध्यात्म,-शास्त्र भाव्य पुन पुन
अनुष्टेयस्तदर्थश्च, देयो योगस्य कस्यचित् ॥२॥

ભાવાર્થ — ધનવ ત ગૃહસ્થોને જેમ પુત્ર, સ્ત્રી પરિ-વારાદિક સ સારની વૃદ્ધિ માટે થાય છે તેમ અધ્યાત્મશાસ્ત્રજ્ઞાન વર્જીત અભિમાની પ ડિતોને વ્યાકરણ, ન્યાયાદિક શાસ્ત્રાભ્યાસ પણ સ સારની વૃદ્ધિ અર્થે છે તે માટે તમારે અધ્યાત્મશાસ્ત્રનો અભ્યાસ કરવો, વારવાર અધ્યાત્મશાસ્ત્રોના રહસ્યની હૃદયમા ભાવના કરવી, અધ્યાત્મશાસ્ત્રના અર્થનુ તમારે વારવાર ચિ તવન કરવુ અને અધ્યાત્મજ્ઞાન યોગ્ય જે પુરૂષ હોય તેને જ્ઞાનીઓએ આત્મજ્ઞાન આપવુ જે કોઈ યોગ્ય સદ્ગુણી

અનુસરનારી ક્રિયાનો ઉચ્છેદ કરવો નહી જેમ તેમ ધમાધમમા પ્રવર્તવુ નહી આત્મધર્મસાધ્ય જાણી પુદ્ગળમમતાને પરિહરવી આત્મધર્મમાં રૂચિ થયા વિના પુદ્ગળ ઉપર થતી મમતા ત્યાગી શકાતી નથી તમે શુદ્ધ બુદ્ધિથી વિચારશો તો માલુમ પડશે કે જે વસ્તુ પ્રિય લાગે છે, તેની રૂચિ થાય છે આત્મજ્ઞાન થવાથી આત્માજ પ્રિય લાગે છે અને તેનુ જ્યા સુધી જ્ઞાન થયુ નથી ત્યા સુધી જડ વસ્તુ પ્રિય લાગે છે સર્વ જડ વસ્તુઓ ક્ષણિક છે, એમ જ્યારે ખરેખર અ તકરણમા શ્રદ્ધા થાય છે, ત્યારે તે વસ્તુઓના તરફ થતી પ્રવૃત્તિ દૂર થાય છે અને આત્મધર્મ પ્રગટ કરવા પ્રવૃત્તિ થાય છે અને પોતાના શુદ્ધ આત્મધર્મમા પ્રવૃત્તિ થવાથી સમતાભાવ પ્રગટે છે અને અનુક્રમે આત્મા પરમાત્મપદ સાધ્ય કરે છે શરીર, મન, વાણીથી ભિન્નપણે વર્તતો આત્મા, ક્ષણે ક્ષણે અન તસુખ ભોગવે છે અને સર્વપ્રકારના કર્મથી રહિત થઇ મોક્ષપદ પ્રાપ્ત કરે છે હે ભવ્યઆત્મન્ ! ! મનુષ્યજન્મનો અમૂલ્ય એક સમય પણ માયામા ફસી ફોગટ ગુમાવીશ નહિ

આત્મશકિતપ્રકાશ , ગ્રથ અત્ય મ ગલમ્.—

श्लोक

पेथापुरे शुभे ग्रामे, विहित मासकल्पकम् ।
आत्मशक्तिप्रकाशस्य, समारम्भ कृत शुभ ॥१॥
नेत्ररसनवेलाऽब्दे, वैशाखे शुक्लपक्षके
तृतीयाया समाप्तोर्य, बुद्ध्यब्धिमुनिना कृत ॥२॥

आत्मशक्तिप्रकाशग्रन्थ समाप्त

॥ शुभम्भूयात् ॥

स १९६२ वैशाख सुदि

અનુસરનારી ક્રિયાનો ઉચ્છેદ કરવો નહી જેમ તેમ ધમાધમમા પ્રવર્તવુ નહી આત્મધર્મસાધ્ય જાણી પુદ્ગળમમતાને પરિહરવી આત્મધર્મમા રૂચિ થયા વિના પુદ્ગળ ઉપર થતી મમતા ત્યાગી શકાતી નથી તમે શુદ્ધબુદ્ધિથી વિચારશો તો માલુમ પડશે કે જે વસ્તુ પ્રિય લાગે છે, તેની રૂચિ થાય છે આત્મજ્ઞાન થવાથી આત્માજ પ્રિય લાગે છે અને તેનુ જ્યા સુધી જ્ઞાન થયુ નથી ત્યા સુધી જડ વસ્તુ પ્રિય લાગે છે સર્વ જડ વસ્તુઓ ક્ષણિક છે, એમ જ્યારે ખરેખર અ તકરણમા શ્રદ્ધા થાય છે, ત્યારે તે વસ્તુઓના તરફ થતી પ્રવૃત્તિ દૂર થાય છે અને આત્મધર્મ પ્રગટ કરવા પ્રવૃત્તિ થાય છે અને પોતાના શુદ્ધ આત્મધર્મમા પ્રવૃત્તિ થવાથી સમતાભાવ પ્રગટે છે અને અનુક્રમે આત્મા પરમાત્મપદ સાધ્ય કરે છે શરીર, મન, વાણીથી ભિન્નપણે વર્તતો આત્મા, ક્ષણે ક્ષણે અન તસુખ ભોગવે છે અને સર્વપ્રકારના કર્મથી રહિત થઇ મોક્ષપદ પ્રાપ્ત કરે છે હે ભવ્યઆત્મન્ ! ! મનુષ્યજન્મને અમૂલ્ય એક સમય પણ માયામા ફસી ફોગટ ગુમાવીશ નહિ

આત્મશકિતપ્રકાશ ગ્રથ અત્ય મ ગલમ્—

श्लोक

पेथापुरे शुभे ग्रामे, विहित मासकल्पकम् ।
आत्मशक्तिप्रकाशस्य, समारम्भ कृत शुभ ॥१॥
नेत्ररसनवेलाऽब्दे, वैशाखे शुक्लपक्षके
तृतीयाया समाप्तोऽयं, बुद्ध्यब्धिमुनिना कृत ॥२॥
आत्मशक्तिप्रकाशग्रन्थ समाप्त
॥ शुभभूयात् ॥

રચના વિ સ ૧૯૬૨ વૈશાખ સુદિ ત્રીજ પેથાપુર

તેમજ કપિલાદિકને વિષે દ્વેષ નથી, પરંતુ જેનું યુક્તિમત-શાસ્ત્રસમત-અવિરૂદ્ધ વચન હોય તે દેવનો સ્વીકાર કરવો ૨

શ્રી હરિભદ્રસૂરિ

स्वागम रागमात्रेण, द्वेषमात्रात् परागमम् ।
न श्रयामस्त्यजामो वा, किन्तु मध्यस्थया दृशा ॥ ३ ॥

ભાવાર્થ —માત્ર રાગથી પોતાના આગમનો અમે આશ્રય કરતા નથી અને દ્વેષમાત્રથી પર આગમનો ત્યાગ કરતા નથી, પરંતુ મધ્યસ્થ દૃષ્ટિ વડે સ્વીકાર અને અનાદર કરીએ છીએ. ૩

શ્રી યશોવિજય ઉપાધ્યાય

स्याद्वादो वर्त्तते यस्मिन्, पक्षपातो न विद्यते ।
नास्त्यन्यपीडनं किञ्चित्, जैनधर्मः स उच्यते ॥ ४ ॥

ભાવાર્થ —જેની અંદર સ્યાદ્વાદ-અનેકાંતવાદ રહેલો હોય તેમજ પક્ષપાત ન દેખાતો હોય અને કિંચિત્ માત્ર પણ અન્ય પ્રાણીઓનું પીડન ન હોય તે જૈન ધર્મ કહેવાય છે ૪

महाव्रतधरा धीरा—भैक्ष्यमात्रोपजीविन ।
सामायिकस्था धर्मोप—देशका गुरवो मता ॥ ५ ॥

ભાવાર્થ —પંચ મહાવ્રતને ધારણ કરનાર, ધૈર્યવાન, બેતાલીસ દોષ રહિત એવી ભિક્ષા માત્રથી જીવન કરનારા, આઠ પ્રકારના સામાયિક વ્રતમા રહેલા અને ધર્મના ઉપદેશ કરનારા હોય તેઓને ગુરૂઓ માનેલા છે ૫

ભાવાર્થ —ક્રૂર કર્મોમા, તેમજ દેવ અને ગુરૂઓની નિંદા કરનારાઓમા અને પોતાની પ્રસશા કરનારાઓ વિષે નિ શ ક-પણે જે ઉપેક્ષા કરવી તેને માધ્યસ્થ્ય ભાવના કહી છે ૧૦

યોગશાસ્ત્ર

तदेव हि तपः कार्यं, दुर्ध्यानं यत्र नो भवेत् ।
येन योगा न हीयन्ते, क्षीयन्ते नेन्द्रियाणि च ॥ ११ ॥

ભાવાર્થ —જેની અંદર દુર્ધ્યાન-આર્ત્ત અને રૌદ્રધ્યાન ન થાય, વળી જેથી યોગો હણાય નહી અને ઈંદ્રિયો પણ ક્ષીણ ન થાય, તેવીજ ખરેખર તપશ્ચર્યા કરવી ૧૧

મહોપાધ્યાય યશોવિજયજી

ज्ञानक्रियाभक्तितपःप्रयोजनं,
समस्ति खल्वेकमिदं जगत्त्रये ।
मनःसमाधौ हि समस्तकर्मणा,
निर्मूलनादात्मगुणप्रकाशनम् ॥ १२ ॥

ભાવાર્થ —ત્રણે લોકમા જ્ઞાન, ક્રિયા, ભક્તિ અને તપશ્ચર્યાનુ પ્રયોજન માત્ર આ એકજ છે કે ચિત્તની સમાધિ થયે છતે સમસ્ત કર્મનો નાશ થવાથી આત્મિક ગુણોનો પ્રકાશ થાય છે ૧૨

अन्नदेसजाया-अन्नाहारवड्ढिअसरीरा ।
जिणवयणे पयन्ना-सव्वे ते बन्धुआ भणिआ ॥१३॥

ભાવાર્થ —અન્ય અન્ય દેશોમા જન્મેલા, અન્ય અન્ય આહારથી વૃદ્ધિ પામેલા શરીરવાળા અને જિન ભગવાનના વચનોને માનનારૂ હોય તે સર્વે બધુઓ કહ્યા છે ૧૩

બાહ્ય સંપત્તિઓથી નિસ્પૃહ બને છે દેવેંદ્ર અને ચક્રવર્તી-ઓથી પણ તેઓ અધિક સુખી હોય છે (निःस्पृहस्य तृणवत् जगद् भासते) નિસ્પૃહતાનુ મૂળ કારણ આત્મભાવના છે જ્ઞાન, દર્શન અને ચારિત્ર યુક્ત હુ આત્મા અદ્વિતીય—એક છુ, પુદ્ગલભાવથી ભિન્ન છુ, નિશ્ચયનયથી અને સંગ્રહનયની અપેક્ષાએ હુ શુદ્ધ છુ, બુદ્ધ છુ અને પરિપૂર્ણ છુ મારુ શુદ્ધ સ્વરૂપ જ્ઞાન, દર્શન અને ચારિત્ર-મય છે નિશ્ચયનયે વિપાક કર્મથી જુદો છુ, હુ અસંખ્યાત પ્રદેશી આત્મા છુ કાયા, માયા આદિ વિનશ્વર ધર્મોથી અલગ છુ, હુ સ્ત્રી, પુરૂષ અને નપુંસક વેદ રહિત—અવેદી છુ વળી હુ અરૂપી, અમૂર્ત્ત, અવિનાશી અને અખંડ જ્યોતિ સચ્ચિદાનંદ સ્વરૂપ છુ આધિ, વ્યાધિ અને ઉપાધિથી મુક્ત છુ, તેમજ શુદ્ધ બ્રહ્મરૂપ છુ છતા હુ અનાદિ કાળથી મિથ્યા પ્રવૃત્તિને લીધે વ્યવહારથી દુખ ભોગવું છુ મારા જન્મ—મરણનુ કારણ તો અજ્ઞાનતા છે 'ખરેખર આત્માનો શત્રુ અજ્ઞાન છે' અજ્ઞાનતાથી કરેલાં કર્મો અજ્ઞાનતાએ ભોગવ્યા તેથી સંસાર વધાર્યો મેં મારી ભૂલ જાણી નહી તેથી દુ:ખના પ્રસંગો ભોગવ્યા. જ્ઞાનની બલિહારી છે, કહ્યુ છે કે—

જ્ઞાન સમાન ધન નહી, સમતા સમુ નહી સુખ,
જીવન સમી આશા નહીં, લોભ સમુ નહી દુખ ॥૧॥

જ્ઞાની પુરુષો શ્વાસોશ્વાસમા કઠિન કર્મોનો નાશ કરે છે નિશ્ચયથી હુ અક્રોધી, અમાની, અમાયી, અલોભી, અદ્વેષી, અખેદી, અછેદી, અભેદી એવો સિદ્ધ સ્વરૂપી છું. જ્ઞાની પુરૂષોએ સત્તાએ આત્માને સિદ્ધ સમાન કહ્યો છે.

તીર્થંકર ગોત્ર બાંધ્યું, દમયતી આદિ મહા સતીઓએ સમ્કત્વની પ્રાપ્તિ અને સુખો મેળવ્યા

વીતરાગના ધ્યાનથી વીતરાગતા પ્રાપ્ત થાય છે

"नात्यद्भुत भुवनभूषणभूत ! नाथ !,
भूतैर्गुणैर्भुवि भवन्तमभिष्टुवन्त ।
तुल्या भवन्ति भवतो ननु तेन किं वा,
भूत्याश्रित य इह नात्मसम करोति" ।।१ ॥
भक्तामरस्तोत्र श्लो. १०

ભાવાર્થ—જગતના અલકારભૂત-સમાન એવા હે નાથ ! સત્ય-શ્રેષ્ઠ ગુણો વડે આ દુનિયામા આપની સ્તુતિ કરતા ભવ્યાત્માઓ આપના સરખા થાય છે, એમા સશય નથી અથવા તેથી શુ ? આ લોકમા જે પ્રભુ આશ્રિતજનને સમૃદ્ધિવડે પોતાના સમાન શુ નથી કરતા ? અર્થાત કરે છે, એમ જાણી જિન ધર્મ અને ગુણી પુરૂષોના વચનમા જ તું આદર કર'

"सद्गुणेष्वादर कार्यः, कलाना शिक्षणे तथा ।
अर्हत्प्रणीतधर्मे च, विद्याया विनये नये ॥१ ॥"

"શ્રેષ્ઠ ગુણોમા સર્વોત્તમ ધર્મકળાઓ શીખવામા તેમજ અરિહતે પ્રરૂપેલ ધર્મમા, વિદ્યા, વિનય અને નીતિમા આદર કરવો યોગ્ય છે"

વળી શુદ્ધ ભાવથી ભાવના કર, શુદ્ધ પ્રેમ તારામાજ તુ રાખ તેથી તારૂ કલ્યાણ થશે સાચા સુખનુ કારણ પણ એજ છે બાકી કેવળ વિટબનાની જાળ છે સ સારમા

એવા જ્ઞાની તણા માર્ગે, કોઈ કાળેય ઉદ્ધરો " ॥ ૧ ॥

નયની અપેક્ષાએ નવતત્ત્વ, ચાર, નિક્ષેપ, પ્રમાણ, ષટ્દ્રવ્ય અને સપ્તભગી એ સર્વ જાણવા યોગ્ય વસ્તુને જાણીશ તો ત્હારૂ સ્વરૂપ સ્વયમેવ ત્હને સમજાશે ત્હારાથી તું શુદ્ધ દર્શન પામ્યો નથી ત્યા સુધી સુદેવ, સુગુરૂ અને સુધર્મની સાચી સેવા ભક્તિ અને આરાધના થઈ નહી શકે સમ્યકત્વ વિનાની ક્રિયા એકડા વિનાના મીડાની માફક નિષ્ફલ નીવડે છે સમકિતથીજ સદ્ગુણની પ્રાપ્તિ થાય છે અને સદ્ગુણની પ્રાપ્તિથી સમદષ્ટિપણુ પ્રાપ્ત થાય છે

સમદષ્ટિ આત્માજ મૈત્રી, પ્રમોદ, આદિ ચાર ભાવનાઓને વસ્તુત ભાવી શકે છે એ ચાર ભાવનાનુ સ્વરૂપ એકજ શ્લોકમા દર્શાવે છે

"परहितचिन्ता मैत्री, परदु खविनाशिनी करुणा ।
परसुखतुष्टिर्मुदिता, परदोषोपेक्षणमुपेक्षा" ॥ १ ॥

ભાવાર્થ—" અન્ય લોકોના હિતનુ ચિંતવન કરવું તે મૈત્રી ભાવના તેમજ પરના દુ ખને વિનાશ કરનારી ચિ તા તે કરૂણા ભાવના, પર-અન્ય પ્રાણીઓના સુખમા સ તોષ માનવો તે મુદિતા ભાવના, અને પારકા દોષોનુ વિસ્મરણ કરવું તે ઉપેક્ષા ભાવના, એમ ચાર પ્રકારનુ ભાવના સ્વરૂપ જાણવુ ૧

"સર્વ મિત્ર કરી ચિ તવો સાહેલડીરે, કોઈ ન જાણે શત્રુ તો,
રાગદ્વેષ એમ પરિહરી સાહેલડીરે, કીજે જન્મ પવિત્ર તો."

સમપરિણામી આત્મા હમેશા ઉચ્ચ દશા પ્રાપ્ત કરવાની ભાવના ભાવ્યા કરે છે તેમજ યોગશાસ્ત્રમા કહ્યુ છે કે –

સુખને વિષે વૃદ્ધ મૃગોના ટોળાના અધિપતિઓ ક્યારે સુઘશે ? ૪

शत्रौ मित्रे तृणे स्त्रैणे, स्वर्णेऽश्मनि मणौ मृदि ।
भवे मोक्षे भविष्यामि,–निर्विशेषमतिः कदा ॥ ५ ॥

ભાવાર્થ—શત્રુ અને મિત્રમા, તૃણ અને સ્ત્રી સમૂહમા સુવર્ણ અને પાષાણમા, મણિ અને મૃતિકામા તેમજ સસાર અને મોક્ષમા સમાન બુદ્ધિવાળો હુ ક્યારે થઇશ ॥ ૫ ॥

"कश्चित्कालः स भावी जिनवचनरतो यत्र युक्तो यतीन्द्रै–
र्ग्रामादौ मासकल्प स्वजनजनसमो मुक्तलोभाऽभिमानः ।
पुण्या पुण्याऽतिशायिप्रवरगुणयुतैर्ज्ञानिभिः सेविता ता,
भिक्षा निःसगचेता प्रशमरसरतोऽहं भ्रमिष्याम्यजस्रम्" ॥६॥

ભાવાર્થ—તેવા પ્રકારનો કોઇ સમય આવશે ? કે જેની અદર જીનેશ્વર ભગવાન કથિત વચનો–આગમ સિધ્ધાતોમા પ્રીતિવાળો, તેમજ સ્વજન અને અન્યજનમા સમાન દષ્ટિવાળો, લોભ અને અભિમાનથી રહિત, પૌદ્ગલિક સગ રહિત છે ચિત્ત જેનુ અને પ્રશમ–શાતરસમા રક્ત–પ્રીતિમાન એવો હુ ગ્રામાદિકને વિષે મુનીદ્રો સાથે માસ કલ્પ કરીને પુણ્યના અતિશયવાળા ઉત્તમ ગુણો વડે યુક્ત એવા જ્ઞાની મહાત્માઓએ સેવેલી–આદર કરેલી પવિત્ર તે પ્રસિદ્ધ ભિક્ષા પ્રત્યે, અર્થાત્ ભિક્ષા માટે હમેશા ભ્રમણ ક્યારે કરીશ ? ૬

આવી સુંદર ભાવના ભાવવાથી આત્મજ્ઞાન, આત્મધર્મ અને સાચો આત્માનુભવ પ્રાપ્ત થશે એટલુ જ નહી, પણ સત્યસુખ–નિરૂપાધિક સુખની પ્રાપ્તિ થશે, માટે હે ચેતન ! ક્ષણમાત્ર તું પ્રમાદ કરીશ નહી, સદા તું શુદ્ધ ઉપયોગમા રહેજે બહિરાત્મા, અ તરાત્મા અને પરમાત્મા એ ત્રણ પ્રકારના આત્માના સ્વરૂપ છે. પૌદ્‌ગલિક વસ્તુઓમા મ્હારાપણાની બુદ્ધિ તથા શરીર, કુટુ બ, ધન, ધાન્ય આદિક આત્માથી ભિન્ન વસ્તુઓમા આસકિત રાખે તે બહિરાત્મા છે તેમજ જે પ્રાણી શરીર ઉપર આત્મબુદ્ધિ ધારણ કરે છે, એના સુખમા આનંદ માની મોજમજામા પૂર્ણતયા રસ લે છે, એને પોતાનુ સર્વદા માને છે એના ઉપર માયા મમતા રાખી એમાજ સદા બ ધાયેલો રહે છે, તે બહિરાત્મા સમજવો શરીર અને ઘરથી એટલે તમામ પૌદ્‌ગલિક વસ્તુઓથી અસ ખ્યાત પ્રદેશી આત્મા અલગ છે, તેમજ પ્રાણથી રહિત, અરૂપી, અવિનાશી, નિર્ભય, શુદ્ધ ચિદાનંદ આત્મા શરીરમા રહેલો છતા બહિરાત્માના દ્રષ્ટાતરીકે આસકિત રહિત જે છે તે અ તરાત્મા જાણવો કાયાદિક પરવસ્તુ–પૈદ્‌ગલિક ઉપર મમત્વ ન રાખતા તેના સાક્ષી રૂપે દ્રષ્ટા તરીકે રહે તેને અતર આત્મા સમજવો યથાખ્યાત ચારિત્ર પાળી ચાર ઘાતિકર્મ ખપાવી ક્ષીણ મોહી બની કેવલ જ્ઞાન પ્રાપ્ત કરે તે પરમાત્મા જાણવો સકળ ઉપાધિના ત્યાગ પુર્વક જ્ઞાનાનંદમા સદા રમણ કરે અને અતીદ્રિય ગુણનુ સર્વોત્તમ સ્થાનક થાય તે જ પરમાત્મા સમજવો યોગીરાજ આનંદઘનજી શ્રીસુમતિનાથના સ્તવનમા કથે છે કે—

મિથ્યાદર્શનના અધિકારી થાય છે; એ કારણથી સ્વભાવથી ... સમ્યગ્ચારિત્ર અને સમ્યક્દર્શનજનક ઉત્કૃષ્ટ અને મધ્યમમા પોતાની શક્તિ પ્રમાણે પ્રવૃત્તિ કરવી ગુણદ્વેષી ભાવના રાખવી નહિ ॥ ૨ ॥

સ્વાભાવિક વિવેકદષ્ટિ જેને પ્રાપ્ત થાય છે તે જ ખરેખર જીનમાર્ગમા પ્રવૃત્તિ કરે છે તે જ સર્વદા દેખાતો ગણાય છે પોતે ઉન્માર્ગે જતો નથી તેમ બીજાઓને જતાં નિવારે છે જેમ કે—

एक हि चक्षुरमलं सहजो विवेक-<br>स्तद्वद्भिरेव सह संवसतिर्द्वितीयम् ।<br>एतद्द्वयं भुवि न यस्य स तत्त्वतोऽन्ध-<br>स्तस्याऽपमार्गचलने खलु कोऽपराधः ॥१॥

ભાવાર્થ—મનુષ્યોને સ્વાભાવિક વિવેક એ જ એક નિર્મળ નેત્ર છે અને તે વિવેકવાળા પુરૂષો સાથે સહવાસ કરવો તે બીજુ નેત્ર છે આ જગતમા આ બને નેત્રો જેને નથી તે પુરૂષ વસ્તુત અધ છે અને તે અવળે રસ્તે ગમન કરે તેમાં તેનો ખરેખર કઈ પણ અપરાધ ગણાય નહિ ૧

સાચો વિવેક જ્યારે પ્રગટ થાય છે ત્યારે શ્રમણપણુ પ્રાપ્ત થાય છે શ્રમણજીવનની મહત્તા અને પ્રશસા અનેક શાસ્ત્રોમાં દષ્ટિગોચર થાય છે જેમ કે—

समसत्तुबंधुवग्गो-समसुहदुक्खो पसंसनिंदसमो ।<br>...जीविदमरणे समो समणो ॥१॥

વ્યવહારથી ગૃહસ્થને પુણ્ય તત્ત્વ પ્રિય છે, પરંતુ સાધુને તેની ઇચ્છા કરવી ઘટે નહિ જો ગૃહસ્થ પોતાના નિત્ય નિયમોને આરાધે અને પોતાનુ કર્તવ્ય સમજી ઉપયોગ પૂર્વક ધર્મ-સેવના કરે તો ચારિત્ર મેળવવા યોગ્ય બને છે ચારિત્રધારી બની મોક્ષ મેળવે છે ગૃહસ્થપણામાં ધર્મ સેવનાર દેવ પણ થાય છે પોતાના ષટ કર્મો હમેશા ગૃહસ્થે પણ કરવા જેમકે—

देवपूजा गुरूपास्तिः, स्वध्यायः सयमस्तपः ।
दान चेति गृहस्थाना, षट्कर्माणि दिने दिने ॥१॥

ભાવાર્થ—"દેવપૂજા, ગુરૂની સેવા, સ્વાધ્યાય, ધાર્મિક શાસ્ત્રનુ અધ્યયન, સયમ-વૈરાગ્ય ભાવના, તપશ્ચર્યા અને દાન એ કર્મો ગૃહસ્થોને પ્રતિ દિવસ કરવાના કહ્યા છે ૧

न कय दीणुद्धरण, न कय साहम्मिआण वच्छल्ल ।
हिअयमि वीयराओ, न धारिओ हारिओ जम्मो ॥२॥

ભાવાર્થ—દીન જનોનો જેણે ઉદ્ધાર ન કર્યો, તેમજ સાધર્મિક જનોનુ જેણે વાત્સલ્ય (સેવાભક્તિ) ન કર્યું અને હૃદયમા જેણે વીતરાગ ભગવાન ધારણ નથી કર્યા તેણે પોતાનો જન્મ કેવળ વ્યર્થ ગુમાવ્યો જાણવો ૨

સ્વાભાવિક શુભ ધ્યાને તેની સેવના થાય તો તેમા-તે ઉપર આસક્તિ ભાવ કરવો નહી, તે જ ઉત્તમ જીવન બનાવવામા હિતકારી છે પુણ્યથી દેવદેવેંદ્ર ચક્રવર્તીપણાની પદવીઓ મળે છે, છતા સાધુજીવનની ઉત્તમતા એથી વધારે છે ઉપાધ્યાયજીના વચનો તરફ ધ્યાન આપીએ કે-

लज्जातीर्थे कुलयुवतयो—योगिनो ज्ञानतीर्थे,
नीतौ तीर्थे धरणिपतयः कल्मषं क्षालयन्ति ॥१॥

ભાવાર્થ— વિદ્વાન્ પુરૂષો વિદ્યારૂપ તીર્થમા, સાધુઓ સત્ય રૂપ તીર્થમા, મલિન બુદ્ધિવાળા પુરૂષો સેવાભક્તિરૂપ તીર્થમા, ધનવાન્ લોકો દાનરૂપ તીર્થમા, કુલીન સ્ત્રીઓ લજ્જા—મર્યાદારૂપ તીર્થમા, યોગીઓ જ્ઞાનરૂપ તીર્થમા અને રાજાઓ નીતિરૂપ તીર્થમા પાપને ધોઇ નાખે છે ૧

દાન, શીલ, તપ અને ભાવના એ ચાર પ્રકારનો ધર્મ તીર્થંકર દેવોએ કહેલો છે એ ધર્મ આચરનાર પરમ જ્ઞાની અને આત્મયોગી બને છે અનુકૂલ અને પ્રતિકૂળ ઉપસર્ગોને તે દઢતાથી સહન કરે છે, એવી પરમ દશા પ્રાપ્ત થાય તે માટે પ્રયત્ન કરવો ઉચિત છે, જેથી આત્મયોગીપણું સિદ્ધ થાય છે અને આત્મયોગીઓ જગતની ધમાલ વચ્ચે [illegible] નદમા રહે છે કહ્યું છે કે—

चण्डालः किमय द्विजातिरथवा शूद्रोऽथ [illegible],
किंवा तत्त्वनिविष्टनिर्मलमतिर्योगीश्वरः [illegible] ।
इत्युत्पन्नविकल्पजल्पमुखरैः संभाव्यमाना [illegible]—
र्न क्रुद्धाः पथि नैव तुष्टमनसो यान्ति [illegible] ॥२॥

ભાવાર્થ—શું આ ચડાળ જાતિ[illegible] [illegible] બ્રાહ્મણ છે? કિવા શૂદ્ર છે? અથવા [illegible] અથવા તત્ત્વવેદી શુદ્ધ અત કરણ[illegible], કિવા [illegible] યોગીશ્વર [illegible]મ વિવિધ પ્રકાર[illegible] વાચાળ [illegible]યોથી સભા[illegible]

સમત્વ દષ્ટિ રાખવાથી અર્જુનમાળી અને દૃઢપ્રહારી બન્ને મહા હત્યારા હતા છતા તેમણે શ્રમણત્વ સ્વીકારી સમભાવ ધારણ કરી છ માસમા કેવળ જ્ઞાન પ્રાપ્ત કર્યું તેમ જ ચીલાતી ચોર અને ચડકોશીક જેવા ક્રૂર સ્વભાવવાળા હોવા છતા તેમણે સમભાવમા આવી સ્વર્ગસુખ મેળવ્યું ગજસુકુમાલના મસ્તક ઉપર સોમલ બ્રાહ્મણે માટીની પાળ બાધી ધગધગતા અગારા મૂકયા છતા પણ સમભાવના બળે તેમને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું અવતીસુકુમાળ, મુનિએ સમભાવથી એકરાત્રી ચારિત્ર પાળી દેવલોક પ્રાપ્ત કર્યું સુકોશલમુનિ, ખધકમુનિ, મેતારજ મુનિ, આદિ મહાપુરૂષોએ ઘોર ઉપસર્ગો સહન કરી આત્મ-સિદ્ધિ મેળવી છે તે પણ સમભાવનો જ મહિમા છે દમદત રાજર્ષિ સમતા સામાયિકમા રહેલા હતા તે સમયે પાડવોએ ભાવપૂર્વક વદન, પૂજન કર્યું અને કૌરવોએ પથરાઓથી ઢાકી દીધા તો પણ તે મહામુનિ સમભાવમા રહ્યા તો તે પરમ સુખના ભાગી થયા હે આત્મન્ ! તુ આવા અનેક મહાપુરૂષોના જીવનઆદર્શો વિચારી અલ્પાશે પણ આવા પ્રકારનુ ઉત્તમ જીવન જીવવા પ્રયત્ન કર સસારનો મોહ મૂકી સ્વભાવમા રહી આત્મસ્વરૂપની તુ વિચારણા કર શ્રી મહાવીરપ્રભુએ સાડાબાર (૧૨ાા) વર્ષ અને એક પક્ષ-પખવાડિયા સુધી મૌન રહી અનેક અનુકૂળ પ્રતિકૂળ ઉપસર્ગો સહન કરી પરમ પૂર્ણ જ્ઞાન-કેવળ જ્ઞાન પ્રાપ્ત કરી ભવ્ય આત્માઓને જે આત્મશુદ્ધિનો ઉપદેશ કર્યો હતો તે ઉપદેશ સુધર્માસ્વામીએ આચારાગ આદિ સિદ્ધાન્ત રૂપે ઉપદેશ કર્યો અનેક નિર્ગ્રથ મહાપુરૂષોએ તેમજ આચાર્ય-મહારાજાઓએ તદનુસાર ઉપદેશગ્રથો દ્વારા ઉપદેશ આપ્યો તે

# આત્મદર્શન

[હરિગીત]

સિદ્ધાંત જેના સર્વદા વિજ્ઞાનના ગુણથી ભર્યા
દેવેન્દ્ર ભજતા ભાવથી, જેને ભજે ભકતો રૂડા
જે આસમુખ તેજસ્વી ને, વીતરાગ મૂર્તિ વિશ્વમા
એ દિવ્ય તીર્થંકર તણા ચરણે નમું અતિ હર્ષમા

આત્મા અનાદિકાળથી પરિભ્રમણ આ જગમા કરે
પર્યાય રૂપ અનિત્ય તે, ને દ્રવ્યરૂપથી નિત્ય છે
ના પુરૂષ સ્ત્રી નપુંસક, સઘળું દીસે અજ્ઞાનથી
કરી દૂર સઘળા કર્મ પામે, સ્થાન સિદ્ધિ જ્ઞાનથી

આત્મા ગણુ મુજ એક શાશ્વત, સુખદુ ખો સમજે બા
જ્ઞાન દર્શન યુક્ત જે છે, બાહ્ય સુખહીન તે સદા
કર્મે થતા સંયોગ સહુ, ચંચળ અને દુ ખદાયિ છે
ત્યજ મોહ તું જીવ! સર્વ સમજી, મોક્ષ માર્ગ સ્વીકારી

નિગોદમા સાથે હતા હુ તુ ઉભય પરમાતમા
અવ્યકત સહતા યાતના સાથેજ સહુ પરિતાપમા
પરિભ્રમણ કીધુ વિશ્વમા ચિરકાળ સહુ સાથે ભમી
વિકાસ કરી આત્માતણો તમી તપબન્યો તુ સંયમી

પ્રભુતા મળી પુરૂપાર્થથી હુ પરિભ્રમણ કરતો રહ્યો
જન્મ મરણોના દુ ખોમા ચક્રસમ ગતિને વર્યો
ભૂલ્યો સ્વરૂપ હુ શુદ્ધ ને મિથ્યાત્વબળ વ્યાપી રહ્
કાર્યો કર્યા અતિ ક્ષુદ્ર ને પછી દ્વાર પામ્યો નરકનુ

ને આ સ્થિતિમા અન્ય-વાચ્છા આ હૃદયમા છે બીજી,
ઉગાર તુજ શરણે હવે હું દોષ મુજ સઘળો તજી,
તુજ સ્વરૂપમા એક થાવા લાખ યત્નો આદરૂ,
પરમેષ્ઠિ સહુમા શ્રેષ્ઠ તુ શિર સદા ચરણે ધરૂ ૧૨

જન્મ મૃત્યુ અનત કરીને સર્વને જોયા હવે,
વિશ્વાસ તેથી તુજ વિષે સાચો બન્યો છે આ ભવે,
દર્શન કરૂ તુજ સર્વમા, પશુ, પક્ષી, પલ્લવ, પુષ્પમા,
તારા વિનાની બાહ્ય વસ્તુ, ના ગણુ મુજ પ્રેમમા ૧૩

ધ્યાવતા અ તર તણી ભવિ, પામતા તુજ રૂપને,
પરમાત્મપદ કેરી દશા પછી પામવી સહેજે બને,
પામે હથોડા દેહને અગ્નિ વિષે બળતુ રહે,
એ હેમ સમ અતિ શુદ્ધ થાતા દિવ્યદર્શન ઉર વહે ૧૪

અન્યના વચનો સુણી, ત્હારા વિષે મમતા વધે,
તોયે કદી ત્હારા વિના, નવ અન્ય આકર્ષી શકે,
તુજ જ્ઞાન છે સાગર સમુ, નવ પાર પામી કો’ શકે,
સમદર્શી વચનો અન્યના, તુજ જ્ઞાન સાગર બિન્દુ છે ૧૫

જે દષ્ટિએ જગ સુખ ગણે, તે સુખ કદી સાચુ નથી,
લ્હેરો મળે જે સહજસુખની દર્શને તે દઢ બની,
તન્મય બનુ સ્મરણે પળેપળ, બુદ્ધિસાગરચિતને,
અજીતપદ અભિલાષી મુનિ–હેમેન્દ્ર રટતો અ તરે ૧૬

વિકાશે વિરામે પુનિત શુભ સંગે, અવરના,
અને વૃત્તિ સર્વે શિથિલ બનતી સંત ભજને ૫
સ્મૃતિ હૈયે ધારે મનુજ વીતરાગી પ્રભુ તણી,
ઉપાસી માટે તો પ્રતિક શુભ એ સાધન ગણો
યથા ડખે જોરે ભ્રમર ઇયળે તો પલટતી,
વપુ પોતા કેરૂ ઇયળ ભ્રમરી રૂપ બનતી ૬

તથા એ ધ્યાનેથી જનહૃદયને દીવ્ય કરનો,
ટળે સર્વે ભેદો પ્રભુમય બને માનવ પછી,
શીખે રૂડા મંત્રો શુભ પથ ગ્રહે એ હૃદયથી,
ન ભેદોને જુએ સરવ સમ જોઈ અતિ રીઝે ૭

જુએ પ્રેમે સર્વે જરી પણ ઘૃણાથી નવ વહે,
જુદા સંબંધો છે જગતજનથી યોજીત મહુ
પતિ પત્ની વચ્ચે પ્રણય વર્સાયો રમ્ય રસીલો,
અને પુત્રે મિત્રે પ્રણય સ્થળમાં "સ્નેહ" ગણતા ૮

વિશુદ્ધાત્મા સર્વે પ્રણય સ્થળમાં "પ્રેમ" લખતા,
પ્રીતિ રાગો કેરા સ્વરૂપ સઘળા અલ્પ સુખના
વિશુદ્ધાત્મા અર્પે હિમગિરિ થકી શાન્તિ જનને,
દુરેથી સંકલ્પો સફળ કરતો સર્વ જનના ૯

ન છે યોની જાતિ, કુલ સ્થલ જ્યહીં જન્મ ન લીધો,
અનંતી વારે જ્યાં જનમ મરણો થાય વપુના
જનો જાયે સ્વર્ગે પરમપદ કર્મે મળી જતુ,
અને ખોટા કર્મે નરક પથ લેતા જન તથા ૧૦
બને ઉંચા નીચા દ્વિજ વર્ણીક ક્ષત્રિય કરમે,

| | | |
|---|---|---|
| ૪૮ ભજનસંગ્રહ ભાગ ૮ | ૯૭૬ | ૩-૦-૦ |
| ૪૯ શ્રીમદ્ દેવચંદ્ર ભાગ ૧ લો આ ૨ | ૧૦૨૮ | ૨-૮-૦ |
| × ૫૦ કર્મયોગ | ૧૦૧૨ | ૩-૦-૦ |
| + ૫૧ આત્મતત્ત્વદર્શન | ૧૧૨ | ૦ ૧૦ ૦ |
| + ૫૨ ભારતસહકારશિક્ષણ કાવ્ય | ૧૬૮ | ૦ ૧૦ ૦ |
| ૫૩ શ્રીમદ્ દેવચંદ ભાગ ૨ આ ૨ | ૧૨૦૦ | ૨-૮-૦ |
| ૫૪ ગહુંલી સંગ્રહ ભાગ ૨ આ ૨ | ૧૩૦ | ૦-૬-૦ |
| ,, ભા ૧-૨ સેગા પાકા બાંધેલા | | ૦ ૧૨ ૦ |
| * ૫૫ કર્મપ્રકૃતિટીકા ભાષાંતર | ૮૦૦ | ૩-૦-૦ |
| ૫૬ ગુરૂગીત ગહુંલી સંગ્રહ | ૧૯૦ | ૦ ૧૨-૦ |
| ૫૭-૫૮ આગમસાર | ૪૭૦ | ૯-૬-૦ |
| * ૫૯ દેવવંદન સ્તુતિ સ્તવન સંગ્રહ | ૧૮૬ | ૦-૪-૦ |
| ૬૦ પૂજાસંગ્રહ ભાગ ૧ લો | ૪૧૬ | ૧-૦-૦ |
| ૬૧ ભજનપદસંગ્રહ ભાગ ૯ | ૫૮૦ | ૧-૮-૦ |
| ૬૨ ,, ,, ૧૦ | ૨૦૦ | ૧-૦-૦ |
| ૬૩ પત્રસદુપદેશ ભાગ ૨ | ૫૭૬ | ૧-૮-૦ |
| ૬૪ ધાતુપ્રતિમા લેખસંગ્રહ ભાગ ૨ | ૧૮૦ | ૧-૦-૦ |
| ૬૫ જૈનદૃષ્ટિએ ઈશાવાસ્યોપનિષદ્ ભાવાર્થ વિવેચન | ૩૬૦ | ૧-૦-૦ |
| ૬૬ પૂજાસંગ્રહ ભાગ ૧-૨ | ૪૧૫ | ૨-૦-૦ |
| - ૬૭ સ્નાત્રપૂજા | | ૦-૨-૦ |
| ૬૮ શ્રીમદ્ દેવચંદ્રજી અને તેમનું જીવનચરિત્ર | | ૦-૪-૦ |
| ૬૯-૭૨ શુદ્ધોપયોગ વિ સંસ્કૃત ગ્રંથ ૪ | ૧૮૦ | ૦ ૧૨ ૦ |
| ૭૩-૭૭ સંઘકર્તવ્ય ,, ,, ૫ | ૧૬૮ | ૦ ૧૨ ૦ |
| ૭૮ લાલા લજપતરાય અને જૈનધર્મ | | ૦-૪-૦ |

| | | |
|---|---|---|
| ૪૮ ભજનસગ્રહ ભાગ ૮ | ૯૭૬ | ૩-૦-૦ |
| ૪૯ શ્રીમદ્ દેવચદ્ર ભાગ ૧ આ ૨ | ૧૦૨૮ | ૨-૮-૦ |
| × ૫૦ કર્મયોગ | ૧૦૧૨ | ૩-૦-૦ |
| ‡ ૫૧ આત્મતત્ત્વદર્શન | ૧૧૨ | ૦ ૧૦ ૦ |
| ‡ ૫૨ ભારતસહકારશિક્ષણ કાવ્ય | ૧૬૮ | ૦ ૧૦ ૦ |
| ૫૩ શ્રીમદ્ દેવચદ્ર ભાગ ૨ આ ૨ | ૧૨૦૦ | ૨-૮-૦ |
| ૫૪ ગહુલી સગ્રહ ભાગ ૨ આ ૨ | ૧૩૦ | ૦-૬-૦ |
| ,, ભા ૧-૨ સેગા પાકા બાધેલા | | ૦ ૧૨ ૦ |
| * ૫૫ કર્મપ્રકૃતિટીકા ભાષાતર | ૮૦૦ | ૩-૦-૦ |
| ૫૬ ગુરૂગીત ગહુલી સગ્રહ | ૧૯૦ | ૦ ૧૨ ૦ |
| ૫૭-૫૮ આગમસાર | ૪૭૦ | ૯-૬-૦ |
| * ૫૯ દેવવદન સ્તુતિ સ્તવન સગ્રહ | ૧૮૬ | ૦-૪-૦ |
| ૬૦ પૂજાસગ્રહ ભાગ ૧ લો | ૪૧૬ | ૧-૦-૦ |
| ૬૧ ભજનપદસગ્રહ ભાગ ૯ | ૫૮૦ | ૧-૮-૦ |
| ૬૨ ,, ,, ૧૦ | ૨૦૦ | ૧-૦-૦ |
| ૬૩ પત્રસદુપદેશ ભાગ ૨ | ૫૭૬ | ૧-૮-૦ |
| ૬૪ ધાતુપ્રતિમા લેખસગ્રહ ભાગ ૨ | ૧૮૦ | ૧-૦-૦ |
| ૬૫ જૈનદષ્ટિએ ઈશાવાસ્યોપનિષદ્ ભાવાર્થ વિવેચન | ૩૬૦ | ૧-૦-૦ |
| ૬૬ પૂજાસગ્રહ ભાગ ૧-૨ | ૪૧૫ | ૨-૦-૦ |
| ૬૭ સ્નાત્રપૂજા | | ૦-૨-૦ |
| ૬૮ શ્રીમદ્ દેવચદ્રજી અને તેમનુ જીવનચરિત્ર | | ૦-૪-૦ |
| ૬૯-૭૨ શુદ્ધોપયોગ વિ સસ્કૃત ગ્રથ ૪ | ૧૮૦ | ૦-૧૨ ૦ |
| ૭૩-૭૭ સઘકર્તવ્ય ,, ,, ૫ | ૧૬૮ | ૦ ૧૨ ૦ |
| ૭૮ લાલા લજપતરાય અને જૈનધર્મ | | ૦-૪-૦ |

| | | | |
|---|---|---|---|
| ૪૮ | ભજનસગ્રહ ભાગ ૮ | ૯૭૬ | ૩-૦-૦ |
| ૪૯ | શ્રીમદ્ દેવચન્દ્ર ભાગ ૧ આ ૨ | ૧૦૨૮ | ૨-૮-૦ |
| × ૫૦ | કર્મયોગ | ૧૦૧૨ | ૩-૦-૦ |
| ૫૧ | આત્મતત્ત્વદર્શન | ૧૧૨ | ૦ ૧૦ ૦ |
| ૫૨ | ભારતસહકારશિક્ષણ કાવ્ય | ૧૬૮ | ૦ ૧૦ ૦ |
| ૫૩ | શ્રીમદ્ દેવચન્દ ભાગ ૨ આ ૨ | ૧૨૦૦ | ૨-૮-૦ |
| ૫૪ | ગહુલી સંગ્રહ ભાગ ૨ આ ૨ | ૧૩૦ | ૦-૬-૦ |
| | ,, ભા ૧-૨ સેગા પાકા બાધેલા | | ૦ ૧૨ ૦ |
| * ૫૫ | કર્મપ્રકૃતિટીકા ભાષાતર | ૮૦૦ | ૩-૦-૦ |
| ૫૬ | ગુરૂગીત ગહુલી સગ્રહ | ૧૯૦ | ૦ ૧૨-૦ |
| ૫૭-૫૮ | આગમસાર | ૪૭૦ | ૯-૬-૦ |
| * ૫૯ | દેવવદન સ્તુતિ સ્તવન સગ્રહ | ૧૮૬ | ૦-૪-૦ |
| ૬૦ | પૂજાસગ્રહ ભાગ ૧ લો | ૪૧૬ | ૧-૦-૦ |
| ૬૧ | ભજનપદસગ્રહ ભાગ ૯ | ૫૮૦ | ૧-૮-૦ |
| ૬૨ | ,, ,, ૧૦ | ૨૦૦ | ૧-૦-૦ |
| ૬૩ | પત્રસદુપદેશ ભાગ ૨ | ૫૭૬ | ૧-૮-૦ |
| ૬૪ | ધાતુપ્રતિમા લેખસગ્રહ ભાગ ૨ | ૧૮૦ | ૧-૦-૦ |
| ૬૫ | જૈનદૃષ્ટિએ ઈશાવાસ્યોપનિષદ્ ભાવાર્થ વિવેચન | ૩૬૦ | ૧-૦-૦ |
| ૬૬ | પૂજાસગ્રહ ભાગ ૧-૨ | ૪૧૫ | ૨-૦-૦ |
| ૬૭ | સ્નાત્રપૂજા | | ૦-૨-૦ |
| ૬૮ | શ્રીમદ્ દેવચદ્રજી અને તેમનુ જીવનચરિત્ર | | ૦-૪-૦ |
| ૬૯-૭૨ | શુદ્ધોપયોગ વિ સસ્કૃત ગ્રથ ૪ | ૧૮૦ | ૦ ૧૨ ૦ |
| ૭૩-૭૭ | સઘકર્તવ્ય ,, ,, ૫ | ૧૬૮ | ૦ ૧૨ ૦ |
| ૭૮ | લાલા લજપતરાય અને જૈનધર્મ | | ૦-૪-૦ |

૧૦૭ સ્તવન સંગ્રહ ( દેવવંદન સહિત ) ૨૭૫ ૦-૧૦-૦
૧૦૮ પત્ર સદુપદેશ ભાગ ૩ ૧૦૦ ૦-૬-૦
૧૦૯ શ્રી બુદ્ધિસાગર સૂરીશ્વર સ્મારક ગ્રંથ
( સચિત્ર ) ૨૦૦ ૦-૧૦-૦
૧૧૦ પ્રેમગીતા સંસ્કૃત (આચાર્ય અજિતસાગરસૂરીજી
સંશોધિત ) ૦-૬-૦

— ગ્રંથો મળવાના ઠેકાણા —

શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ

વકીલ મોહનલાલ હીમચંદ—પાદરા [ગુજરાત]

શ્રી બુદ્ધિસાગર સૂરિ જૈન જ્ઞાનમંદિર

વિજાપુર [ ગુજરાત ]

* આ નિશાનીવાળા ગ્રંથે શિલકમાં નથી
× આ ગ્રંથો બ્રિટિશ કેળવણી ખાતાએ મંજુર કરેલા છે
÷ આ ગ્રંથો શ્રીમંત ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ મંજુર કરેલા છે.